# અરેબિયન નાઈટસ.

ભાગ સાતમો



*The Right of Printing and Translation in other Indian Language is reserved.*

મુંબઈ

ઈમપ્રીઅલ પ્રેસમાં, ન. ફ. એ છાપ્યું છે.

છપાવનાર તથા વેચનાર મુંબઈ કાળકાદેવીને રસ્તે રામવાડી પાસે
ઈશ્વરદાસ લાયબ્રેરીવાલા.

દરયેક ભાગની કીંમત ચાર આના.

રૂં. તેના પગ ઠરતાજ, પોતાની પીંછને, એવા વેગથી હલાવી કે, તુર્ત ચ જોપાટ, નિચે હું પડયો; તેજ વખતે, પોતાની પૂછડી, એવીતો જોરથી, તેણે ઝટકી કે, તે લાગતાજ, મહારી ડાબી આંખ, ફુટી ગઈ. તેજ કારણે કાણો હું થયો. તે વખતે દસે, જુવાનોનું કેહેવું, મને યાદ આવ્યું. તેટલેતો ઘોડો, ઉડીને ગેબ થઈ ગયો. તે આફતમાંથી, હું છુટયો; એટલે આંખ ઉપર, એક હાથ મુકીને, તાંબાના મેહેલને, છાપરેથી નિચે, ધીરે ધીરે ઉતરયો; પણ કાણો, થવાની વેદનાએ, અત્તિશે દુઃખી થતો. તે બાગમાં, જ્યારે હું ગયો, ત્યારે તેના દસે ઓરડા કે, જે તેની ચારે, બાજુએ હતાં; અને વચ્ચેનો કે, જે તેથી જુદો હતો, તેને ઓળખ્યો કે; જયાહથી ગરૂડપક્ષી, પહાડ ઉપર મને, ઉપાડી ગયો હતો; તે વખતે જોયુતો, દસે જુવાનો, તે બાગમાં ન હતા. ત્યાહ તેને આવવાની, રાહ જોતો હું બેઠો; એટલે પેલા, વૃધ્ધ પુરૂષ સંગાથે, ત્યાહ આવ્યા; અને મહારી તરફ, નજર ન કરતા, તથા આંખ ફુટવાથી, દીલગીર ન થતાં; તેવો બોલ્યા કે, તારા દુઃખની, સંભાળ કરવા, હમે આવ્યા નથી. તે વખતે નાચારીએ, તેવોને મેં કહયું કે; તમે સાચુ કહોછો; જે કંઈ થયું તે, મહારી કબુધ્ધિથી, પોતાને હાથે, કરી લીધુછે; પણ તે સારી થવાનો, કોઇ પણ ઉપાયછે. તેટલું તેવોએ સાંભળી, કહયું કે તેનો ઉપાય, જાણતા હોતતો, જરૂર હમેજ કરતે. જેવી રીતે તમે, આફતમાં પડયા, તેવીજ રીતે, એકેક વરશ સુધી, મોટી મોજ મહજામાં, હમે સર્વે રહેલા હતા; પણ સોનાનો દરવાજો, ન ઉઘાડતેતો; એવી દશ્યા, સર્વેની ન થતે; એટલુંજ નહી પણ, જન્મ સુધી ત્યાહ, આનંદમાં રેહેતે. હમારાથી વધારે, બુધ્ધિવાન અને ચકોર, તમે હતા; પણ સોનાનો દરવાજો, ઉઘાડી પોતેજ શંકટમાં પડયા; અને સજાએ પોહોતા. તમોને હમારી સાથે, સામેલ કરતે પણ, અગાઉથી ચેતવણી, આપી હતી કે, આ જગ્યાએ વધારે, માણસને રેહેવાની, જગ્યા નથી. તેથી તમારે માટે, બેહેતર

એછે કે, અહિંથી બગદાદ જાવ; ત્યાહ ગયાથી, એ્ઓ માણસનો, મ બાપ થશે કે, તમારૂં દુઃખ દૂર કરશે. તેઓના કહયા પ્રમાણે, બગદાદ તરફ આવ્યો, રસ્તામાં પોતાની; મૂછ, દાઢી, ભવા મુંડાવી, ફકીરી પોશા ક પેહેરયો; રસ્તે ચાલતા, ઘણા દિવસે, રખડતા રઝળતા, આજ સાંઝે આ શેહેરમાં, આવી પોહોતો. જ્યારે શેહેરને, પાદરે આવ્યો તો, આ બે હું ફકીરોને કે, જેવો પણ, મહારી રીતે તુર્ત, આવેલા જોયા. ત્રણે જણા સરખા મળ્યા, એટલે ત્યાહ ગપા મારતા, રાતના રેહેવાને જગ્યા, સોધવા લાગ્યા. શેહરમાં ફરતા, સારા ભાગ્યે, તમારે બારણે આવ્યા, તો પરોણા જાણી, તમે મેહેલમાં રેહેવાની, જગ્યાં આપી. તે સાથે ભલી ભાતે, પરો ણાગત કીધી; તે વિશે મોટો આભાર થયો. જ્યારે ત્રીજા ફકીરે, પો તાનો ખુલાસો જણાવ્યો; ત્યારે જોબદાએ, તેને અને તેના બેહું, સોબતી ઓને કહયું કે, તમારો અપરાધ, ક્ષમા મેં કીધો; હવે અહિંથી તમે, ચાલ્યા જાવ. ત્યારે એકે કહયું કે, હવે ઉમેદ એટલી, રાખીએચ કે, હુકમ હોયતો અહિં, થોડી ઘડી રહીને, આ ત્રણ વેપારીનો, ખુલાસો સાંભળીએ; કે જે હમારી સાથે, સભામાં બેઠાછે. ખલીફા અને જાફ ર, તથા મસરૂર તરફ; જોબદાએ, ઘુરકીને જોયું કે, તે વખતે તેની પદવી; રાજા અને વજીર ઇત્યાદિની, કોણ જાણતું હતું. જોબદાએ તેઓને, હુકમ કીધો કે, તમે હવે પોત પોતાનો, તાકીદે ખુલાસો કરો. તે વખતે જા ફર વજીરે, અરજ કરી કે, એ્ઓ પરીઓની સરદાર, હમે પોતાનો વૃતાંત, આ મેહેલમાં આવતાજ, પ્રથમ જાહેર કરી ચુકાછે. તે ઉપરાંત કહી એચ કે, ત્રણે હમે મવશ્મળના વેપારી છૈએ; જોબદાએ તેનું, સાંભળી ધારયું કે, તેઓ ખરા પરદેશી હશે ? ત્યારે જોબદાએ, ધમકીથી સર્વેને કહયું કે, તમારો ગુન્હો, સર્વે માફ કીધો; હવે તાકીદે અહિંથી, તમે ચા લી જાવ. તેટલું સાંભળતા, ખલીફો ઇત્યાદિ, સાતે જણા તુર્ત, તેના મે હેલમાંથી નિકળ્યા, કેમકે સાતે હબશી, નાગી તરવારે, જોબદાના હુકમ

થી, તેવોની પાછળ, ઉભેલા હતા. તેવોને નિકળતાજ, તે મેહેલના દરવા જા, બંધ થયાં. જયારે સાતે જણા, રસ્તે પડયા; તોપણ ખલીફાએ, પોતાનો ભેદ, ન બોલતા; ત્રણ ફકીરને પુછયું કે, તમે પરદેશથી, હમણા આવ્યાછો કે, આ શેહેરના રસ્તાવો જાણોચ ? તેવોએ ખરો ખુલાસો, પોતાનો કરેલો હતો, તેથી બોલ્યા કે રસ્તો કે, કોઈ માણસને, આ શેહેર માં, જાણતા નથી. ત્યારે ખલીફાએ કહયું કે, અંધારામાં કહિ જશો. તેવોએ જવાબ આપ્યો કે, હમે તેજ ફકરમાં પડેલા છેએ. ખલીફાએ કહયું કે, હમારી પાછળ ચાલ્યા આવો, હમે તમારી મદત કરશુ; અને વજીરને કાનમાં, તેણે કહયું કે, તું એ ત્રણે ફકીરોને, પોતાને ઘેર લઇજા, અને સવારે સભામાં લાવજે. જાફર વજીરે, ખલીફાનો હુકમ, સાંભળી ત્રણેને, પોતાને ઘેર લઈ ગયો; પણ મજારતો, પોતાને ઘેર ગયો. ખલીફો તથા મસરૂર, પોતાને મેહેલે જવા પછી, ખલીફો બીછાને જઈ સુતો; પણ આખીરાત, ઉંઘ તેને ન આવી. તેનેએજ વિચાર થતો કે, સવાર કયાહરે પડે; એટલે નજરે જોયલા, ચમત્કારની, અજાયેબી વિશે, તલાસ થાય. તે સાથે તેની ઉમેદ, એવી હતી કે, જેબદા હત્યાદિક કોણછે. તેનો ભેદ મેળવી, ગુનેહેગાર ઠરેતો, સજા કરૂ. તેવી રીત વિચાર કર્તો, સવારે ઉઠીને સભામાં ગયો, અને સિંહાસને બેઠો; તેટલામાં જાફર વજીરે, આવી કુર્નસ બજાવી. તેજ વખતે ખલીફાએ, વજીરને હુકમ કીધો કે, જયાહ સુધી; ત્રણે બેરીવો, અને તેની કાળી બે, કુત્રીવોનો ખુલાસો, નહી મેળવું; ત્યાહ સુધી, મને ચેહેન નથી પડતું; માટે ઓ જાફર, તું જા, અને જલદી ત્રણે બેરીવો, તથા ત્રણે ફકીરોને, મહારી પાસે લાવ. તેજ વખતે સર્વેને, રાજ સભામાં, તે લઈ આવ્યો. તેવો સર્વે જયારે, સભામાં આવ્યા, તેને જોઈ રાજા, ઘણો ખુશી થયો. ત્યારે પોતાની પાછળ, ત્રણે બેરીવાને, એકાંતમાં બેસાડી કે, તેવોનો ચમત્કાર, રાજ મેહેલના, સર્વે માણસો જાણે; પણ ત્રણે ફકીરોને, પોતાની સાંમે, તેવોની

લાયકી પ્રમાણે, બેસાડયા. તેઓ સર્વે જ્યારે બેઠા; ત્યારે ત્રણે બૈરી ત રફ, ખલીફાએ જોઇને કહ્યું કે, ગઇ કાલે રાત્રે, હું વેપારીના વેશે, તમોને મળ્યા હતો; તે વખતે હમારાથી, તમોને ઘણું દુઃખ ઉપજ્યું; તેથી ઘણા ગુસ્સે તમે થયા હતા. હમણા અહિં, તમોને મેં બોલાવ્યા છે; તેથી એવું નહી, સમજતા કે, તેનું વેર લેવા, બોલાવેલાછે. સર્વે પ્ર કારે તમે ધીરજ રાખો કે, ત્યાહ થયેલી બીના વિશે, હમારા મનમાં, દર ગુજર કરીછે; અને અહિં તમે, આબરૂં ભરેલી રીતે, આવ્યા તેથી; અતિશે ખુશી હું છઉ. પરમેશ્વરે જેવી બુધ્ધિ, તમોને આપીછે, તેવી આખા શેહેરની, સ્ત્રિઓમાં હોતતો, ઘણુંજ સારૂ થતે. ફરીને કહ્યું હ મારાથી રાત્રે, ઘણું દુઃખ તમોને થયું, અને હમે જે તમારો, મોટો ગુ ન્હો કીધો હતો; તે અપરાધની ક્ષમા, તમે કરી: સર્વેને છોડયા. તે વ ખતે મવસ્મળનો, વેપારી હું હતો, અને આ વખતે, હારૂન રશીદ, સા તમા ખલીફા, અબ્બાસના ઘરનો, અને પોતાના વડા, નબીનો વુવરા જ છઉ. તમોને બોલાવવાનું, કારણ એટલુંછે કે, તેટલું બતાવો કે, ત્રણે તમે કોણછો; અને તમારામાંથી, એકે શ્યા માટે, બે કુત્રીઓને, માર મારી; પોતે પાછી તેને, ગળે લગાડી, રડારોળ કીધો. તે સાથે એક બૈરીની, ખાંદ ઉપર શ્યા માટે, કાળા ડાગ પડેલાછે. રાજાએ તે વૃતાંતને, સારી રીતે કહયો, અને તેઓ પણ સમજ્યા; તે હુકમ વજીરે ફરીથી, બીજીવાર કહીને, સંભળાવ્યો. તેટલું ત્રણે બૈરીઓ, સાં ભળી જોબદાએ, પોતાનો ખુલાસો, જાહેર કરવાને, શરૂ કીધું.

---

## જોબદાનો વૃતાંત.

---

રાજ સભામાં જોબદાએ, પોતાનો ખુલાસો, જાહેર કર્તા બોલી કે, ઓ મહારાજા આ સભામાં, બોલવાને મહારી જીભ, ઉપડતી નથી; પણ

એ બીના અદભુત, અને ચમત્કારીછે. તેવી હકીગત કોઈ વખતે, આપ નામદારે, સાંભળી ન હશે. ? આ બેહું કાળી કુત્રી, અને હું સગી બેહેનો છેએ; અને બે જણી, મહારી સાથે બીજીછે; તે બેહું મહારી, સાવકી બેહેનોછે. જેની ખાંધ ઉપર, ચાઠા પડેલાછે, તેનું નામ અમીના, બીજીનું સાફી, અને મહારૂ જોબદા નાગછે. હમારો બાપ મુવા પછી, તેની ધન દોલતનો, સર્વે ભાગ, પાંચે બેહેનોએ, પોત પોતાનો, વેંહેચી લીધો. તે પછી સાવકી, બેહેનો પોતાની, મા પાસે જઈ રહી; પણ હમે ત્રણે બેહેનો તો, તેની સાંભે કે જ્યાહ સુધી, હમારી સાવકી મા, જીવતી હતી ત્યાહ સુધી રહયા. જ્યારે તે મરણ પામી, ત્યારે તેની ધન દોલતનો, નવો વારસો, દરેકને એકેક હજાર, મોહોરો મળી. મહારી મોટી બેહેનો, જે બેહું સાથે હતી, તેવોને ભાગ મળ્યાથી, પોતાના લગન કરી, ધણીને ઘેર જઈ રહી. ત્યારે પોતાના ઘરમાં, એખલી હું રેહેવા લાગી. થોડા દિવસ, વહી જવા પછી, મોટી બેહેનના ધણીએ, પોતાની માલ મીલકત, સર્વે વેચી; તે સાથે મહારી બેહેનની, ધન દોલત જે હતી, તે સર્વે એકઠી કરી; ધણી ધણીયાની બેહું, આફરીકા તરફ, ચાલ્યા ગયા. તેવો જવા પછી, મહારા બનેવીએ, પોતાની અને મહારી, બેહેનની સર્વે મીલકત, પોશાક ઇત્યાદિ વેચી, ખાઇ પી ઉડાવી નાખી. જ્યારે તેવો દલીદ્ર થયા, ત્યારે કોઇ બહાનેથી, મહારી બેહેનને, તેણે તલાક આપી, પોતાના ઘરમાંથી કહાડી મુકી. તે વખતે પરદેશમાં, તેનું કોણ કે, ખાવા પીવા આપે; શેવટે ફાટેલા કપડે, અને દુઃખ ભોગવતી, એટલે દૂરથી, રખડતી બગદાદ શેહેરમાં, આવી પોહોતી; પણ આ શેહેરમાં આવ્યા પછી, કોઈ ઠેકાણે આસરો, તેને ન મળેથી; મહારે ઘેર આવી. બુરા હાલે આવેલી, એકાએક તેને જોઈ, મને ઘણીજ દયા ઉપજી, ત્યારે આબરૂ ઇજતથી, પોતાના ઘરમાં રાખી; અને પુછયું કે, એવી આફત તમારા ઉપર, શ્યાથી ગુજરી કે, આવી દશ્યા થઈ. રડીને તેણે

પોતાનો, હેવાલ જાહેર કીધો. તેટલું સાંભળી ઘણો; મને સંતાપ ઉપજ્યો; ત્યારે હું પણ, ઘણુંક રડી. જ્યારે રડીપીટીને થાકયા, ત્યારે તેને નહડાવી, મહારા ભંડારમાંથી, ઉત્તમ પ્રકારનો, પોશાક મેં પેહેરાવ્યો. તે પછી તેને મેં કહયું કે; તમે મહારી વડી બેહેનછો, હું માની જગ્યાએ, તમોને સમજીશ. અહિથી તમે ગયા પછી, પરમેશ્વરે મોટી, મેહેરબાની કરી કે, રેશમી કાપડનાં, વેપારમાં મને, ઘણીજ દોલત મળીછે. હમણા મહારી પાસે, જે ધન દોલતછે, તે સર્વે તમારી સમજી, તેજ વેપાર તમે પણ કરો, કે જે હું કરૂ છઊં. તે વખતથી હું, અને તે બેહું, એકજ ઘરમાં, મોટા આનંદ, અને ચેહેનથી રેહેતા; અને હમેશા બેહું, પોતાની બીજી, બેહેનોને સંભારતા કે, લાંબા વખતથી, તેના સમાચાર નથી; કે તે કહિછે, અને તેની કેહેવી દશ્યા હશે. ? થોડા દિવસ ગયા એટલે, વચલી બેહેન, પણ મોટીની રીતે, રખડતી બુરા હાલે, મહારે ઘેર આવી. તેના ધણીએ પણ, તેની સર્વે મીલકત વેચી, ખરચી ખાઈને, પોતાના ઘરમાંથી, તેને કાઢી મુકી. જ્યારે તે આવી ત્યારે, તેને પણ સાથે રાખી; ઘણી ધીરજ આપી, સારી બરદાસ્ત તેની મેં લીધી. ત્રણે બેહેનો સાથે રહી, ખુશીમાં દિવસ ગુજારતા, કેટલાક દિવસ વહી ગયા. પછી બેહું બેહેનોએ, એકસંપ થઈ, એક બહાનું કાઢયું કે, તમારી પાસે હમે રેહેવાથી, તમોને શંકટ અને, નુકસાન થતું હશે. ? માટે હમ બેહું, ફરી લગન કરીશું. તેનું સાંભળી મેં કહયું, તમારો એ વિચાર નકામોછે, કેમકે પરમેશ્વરની, પૂર્ણ કૃપાથી, આપણા વેપારમાં, મને એટલો નફો થાયછે કે; આપણે ત્રણેનું ગુજરાણ, ભલી ભાંતે થાએચ; એવી રીતે વહીવટ ચલાવેથી, ઇશ્વર કૃપાએ જન્મ સુધી, એવો નફો થશે; અને કોઈ પ્રકારે, તમોને દુઃખ નહી થાય. ફરી લગન કરવાની, તમને મરજી થાયછે, તેથી ઘણી અજાયેબ, હું થાયુછઉ; કે અગાઉ એટલું, શંકટ તમે ભોગવ્યું, તે શું ભુલી ગયા કે, ફરી ધણી કરવા

ની, મરજી થાયછે. આજના વખતમાં, નીતિવાન ધણી, મળવો મુશ કેલછે; કે જેથી તમોને સુખ ઉપજે. માટે તે વિચાર છોડી, વગર ધ ણીએ આબરૂથી, ઘરમાં રહી પરમેશ્વરની, ભક્તિમાં દિવસ ગુજારો કે, તે આખી દુનિયાનો ધણીછે. એવી રીતે ઘણું, મેં સમજાવ્યું, પણ તેવો એ ન સાંભળ્યું; અને મહારૂં, કહેલું ન માન્યું. તે પછી ફરી, લગન કરવાને, બેહુ તૈયાર થઈ; મને કહયું કે, હમારી નહાની બેહેન તુંછે; અ ને વધારે બુધ્ધિવાન હશે? તોપણ તારા ઘરમાં, હવે હમે રહી નથી શ કતા; કેમકે હમોને દાસીની રીતે, મનમાં તું સમજતી હશે.? એવું હલ કુ બોલવું, તેનું સાંભળી, મેં કહયું ઓ બેહેનો, એ શુ બોલોછો; હું ખરૂ કહુછ કે, તમોને પોતાની મા, પ્રમાણે જાણુંચ. જેમકે અગાઉ માનતી હતી; મહારૂ ઘરબાર તથા ધન દોલત, ઈત્યાદિ જે કંઇછે, તે સ ર્વે તમારૂંછે. તે પછી પોતાની, છાતી સાથે; બેહુને ચાંપી; ઘણી ધીર જ આપી, ફરીને એક બીજામાં, સલાહ સંપથી, રેહેવા લાગ્યા. તેવી રીતે આનંદમાં રેહેતા, એક વર્ષ બીજુ વહી ગયું; તેટલે મહારો વેપાર, પરમેશ્વરે, એટલોતો વધારયો, જેથી મને ઉમેદ થઇ કે, મોટી રકમનો, માલ ખરીદ કરી, વહાણે ચઢાવી, દેશો દેશ ફરીને, વેપાર કરીસતો; મો ટો નફો થશે. તેવો વિચાર જયારે, મને સુજ પડયો, ત્યારે પોતાની બે હું, બેહેનોને સંગાથે લઈ, બગદાદથી બુશેહર ગયા. ત્યાહથી નહા નું વહાણ, એક ખરીદ કરી; વેપારની સર્વે, વસ્તુવો કે, જે બગદાદથી, પોતાની સાથે, લાવ્યા હતા; તે વહાણે ચઢાવી, હમે પણ તેમાં બેઠા. તે વખતે પવન સારો હતો, તેથી વહાણ ઝડપે, ચાલવા લાગ્યું; એટલે મુ હાનેથી, ફારસ નદીમાં તૂર્ત ગયા; ત્યાહથી હિંદુસ્થાન તરફ ચાલ્યા. તે વહાણ ચાલતા, જયારે વીસ દિવસ થયા, ત્યારે એક ટાપુ, દૂરથી હમે જોયો; તે મોટા પહાડની, ઢળાણમાં હતો. તેની પાસે જયારે ગયાતો, ઘણું સોભાયમાન, મોટું શેહેર એક જોયું. તેના કીનારે, હમારા વહા

ણે, લંગર કીધું. ત્યાહ ઉતરવાની, મરજી ઘણી થઇ, ત્યારે પોતાની, બેહેનોને વહાણમાંજ રાખી, નહાની હોડીમાં, એખલી હું, કીનારે ગઈ. ત્યાહથી શેહેરના, દરવાજા તરફ, જોવુંચ તો, શુ જોવુંચ કે, મોટું લશકર, તેની સંભાળ, માટે બેઠેલું; અને કેટલુંક ઉભું હતું. તે હાથમાં; મોટા સોટા, અને લાકડીયો હતી. તેનો દેખાવ, એવોતો વિક્રાળ, અને ડરામણો હતો કે, તેને જોતાજ, ધભરાટમાં હું પડી; પણ હીમતથી આગળ વધી તો, તેના શરીરનો, કોઇ પણ ભાગ, હલતો ન દીઠો; તે સાથે આંખોના પાપણો, તેના ફરકતા ન હતા. તેનો એવો ચમત્કાર જોઇ, આગળ વધવાને, હીમત થઈ. જ્યારે તેની પાસે, જઈ જોવુંચ તો, તે સર્વેને પગથી, માથા સુધી, પથર બનેલા જોયા. તે વખતે શેહેરમાં, જવાની ઉમેદ થઇ, ત્યારે દરવાજામાંથી, ચાલવા લાગી. આગળ ચાલતા, કેટલીક ગલીની, ચારે બાજુએ, ફરી તો સર્વે માણસોને, પથર બનેલા જોયા. તેથી આગળ ગઈતો, મોટી મોટી દુકાનો, બેહુ તરફ હાર બંધ, હવેલીઓમાંથી, ધુવાડો નિકળતો ન હતો. ત્યારે હું સમજી કે, હવેલીના રેહેવાસી પણ, બહારના માણસોની રીતે, પથર થયા હશે. ? આગળ ચાલતા, શેહેરની પાછળ, એક મોટું મેદાન દીઠું; તેમાં મોટો કીલ્લો જોયો, તેનો ફાટીક પથરનો, અને સોનાના પત્રા, જડેલો દરવાજો ઉઘાડો હતો. તેમાં એક રેસમનો, પડદો પડેલો હતો; ત્યાહ દીવો બાળવાને, એક હાંડી ટાંગેલી હતી. તે સોભાવાન મોટો, તેનો દરવાજો હોવાથી, મેં જાણ્યું કે, અહિં રાજ મેહેલ જરૂર હશે. ? તેમાં જઇ ચારે, બાજુએ જોયુતો, કોઇ માણસ ન દીઠું; તેથી વધારે અચંબો પામી, તે પડદા સાંમે, એવી મરજીથી ગઈ કે, કોઇ માણસનો મેલાપ થશે. જ્યારે તે પડદો, ઉંચો કીધો, અને મહારો પગ, આગળ લંબાવ્યોતો, વધારે અજાયેબ થઈ કે, ઘણાક ચોબદારોમાં, કેટલાક ઉભેલા, અને કેટલાક બેઠેલા હતા; પણ તે સર્વે પથર બનેલા જો

યા. તે પછી સર્વે જગાએ ફરીતો, નહાના મોટા, સર્વે માણસો, પથર બનેલાછે. ત્યાહથી ત્રીજા, મેહલમાં હું ગઇતો, ખાલી પડેલો જોયો. જયારે ચોથા, મેહેલમાં ગઇતો, તે ઘણો મોટો, અને ઘણોજ, સોભાવાન હતો; તેના દરવાજા અને, સાંકળ સોનાની હતી. તે વખતે સમજી કે, આ મેહેલ જરૂર રાણીનો હશે. ? તેમાં જઈ જોયુંતો, મોટા દીવાનખાનામાં, ઘણા ભયાનક હબશી, પથર બનેલાછે. તેની બીહક ન રાખતા, આગળ વધીતો, એક જગ્યા, અમૂલ વસ્તુંથી, શણગારેલાછે. તે ઉપરાંત ઊંચી બેઠક, અને તે ઉપર, ખુબસુરતીના, નમુના જેવી પુતળી, ઝવેરાતે મડેલી હોય, તેવી રાણી પણ, પથર બનેલી જોઈ; તેને માથે હીરા, અને રત્નો જડેલો, મુગટ ઝગમગી, રહેલો હતો. તેથી હું સમજી કે, આ શેહેરની, રાણી એજ હશે. ? તેના ગળામાં, અનેક રત્નો, તથા પાનાની, લીલી કંઝાર જેવી, માળા હતી. જેનો દરેક દાણો, સોપારી જેટલો, મોટો હતો. તેની પાસે જઈ, ઝવેરાતને મેં જોયુંતો, એટલા મોટા દાણા, હોવા છતા ઘણાજ, સફાઈદાર અને ગોળાકાર, તથા ચોખા હતા. એવા ઉત્તમમાં ઉત્તમ, રત્નો અને મોટો મેહેલ, તથા તેનો દરવાજો જોઈ, મને ઘણોજ અચંબો લાગ્યો. ત્યાહની ફરસબંધી, જમીન; ગાલીચાની નકસી પ્રમાણે, સોભાવાન ચીતરેલી હતી; અને ગાદી તકીયા, અતલસ અને કીનખાબના, બીછાવેલા હતા. ત્યાથી આગળ ચાલતા, કેટલાએક સુંદર, મેહેલો ફરી, ત્યારે સર્વેથી, મોટામાં મોટો' મેહેલ એક દીઠો; જેમાં સોનાનું સિંહાસન, જમીનથી ઘણુંજ ઊચું, પાથરેલું હતું; અને તેની ચારે બાજુએ, મોતિવોની ઝાલર, લટકતી હતી. ત્યાહની સર્વે રમુજમાં, એક વસ્તું એવીતો, અદભુત ચમત્કારની, જોઈ કે; ફરસબંધી ભોયમાંથી, વિજળીનો એકેક, ચળકાટ; દરીયાના મોજા જેવા, વારેઘડીએ નીકળતો હતો. તે વખતે ઉમેદ થઇ કે, કહિં વસ્તુંની મેળવણીથી, એ ચમકાટ થતો હશે ! તેની ખાત્રી કરવા, સિંહા

અને ચઢી જોયું તો, સોનાના બાજવટ ઉપર, મોટો હીરો એક, મુકેલો હતો; કે જેનું કદ, સહામૃગના ઈંડા, જેટલું હતું. તેનો એટલોતો, ચમકાટ થતો કે, આખા દીવાનખાનામાં, ચારે બાજુએથી જોતા, તે ઉપર નજર ન ઠરતી. તેની ચારે બાજુએ, તકીયા ગોઠવી, એક દીવો બળતો હતો; તેથી હું સમઝી કે, અહિં કોઇ પણ, માણસ હશે. ? કેમકે કોઇના હાથે, સળગાવ્યા વિના, દીવો બળતો નથી. ત્યાહ જ્યારે અજાયેબ, વસ્તુંવો ઘણી જોઈ, ત્યારે અચર્ત પામી; પણ તેમાં ઘણું કરીને, હીરાનો ચમત્કાર, અદભુત હતો. તે રાજ મેહેલના, કેટલાક ઓરડા બંધ, અને કેટલાક ખુલ્લા હતાં. તેને ધકો મારેથી, કેટલાક ઉઘડી જતા; તે દરેકમાં જઇ, તેમાંની અમૂલ્ય, વસ્તુંવો જોઇ, અજાયેબ થતી હતી; તેવી રીતે ફરતા, ફરતા છેલ્લી, જામદારખાના, અને દફતરખાનામાં ગઈ; જ્યાહ અસંખ્યાની, ધન દોલત અને, બહુમુળ વસ્તુંવો જોઈ, તેથી મુસાફરી કરવાનું, હું ભુલી ગઇ; એટલુંજ નહી પણ, મહારા વહાણની, કે બેહું બેહેનોની, શુધ્ધ ન રહી. ત્યાહ ફરતા જે, અજાયેબી જોતી, તેની પાછળ લાગી કે; કોઇ રીતે અહિંનો, ખુલાસો મેળવું; કે આ દોલત ભરેલું શેહેર, ઉજાડ શ્યા માટે થયું. તે સાથે સર્વે માણસો, પથરા કેમ બન્યા. તેટલી તજવીજ કરવા, અહિં તહિં રખડતા, રાત થઈ ત્યાહરે, ઘભરાઇને જે માર્ગેથી, આવી હતી, તેજ રસ્તે ચાલી; પણ અંધારી રાતે, કીનારે જઇ ન શકી. આગળ ચાલતા, જે મેહેલમાં સિંહાસન, અને હીરો તથા દીવો, બળતો હતો; ત્યાહ આવીને, વિચાર કીધો કે, આજની રાતે, આ મેહેલમાં પડી રહું; સવારે ઉઠી વહાણે જઇશ. તેમાં કોઈ માણસજાત, ન હોવાથી, નિર્ભય થઈ, પડી રહી; પણ મોટા મેહેલમાં, એખલી રેહેવાથી, ઊંઘ ન આવી; તે એટલા સુધી કે, અર્ધી રાત વહી ગઈ. તે વખતે એક, શબ્દ સાંભલ્યો કે, કોઇ અત્તિશે સુધ્ધ, અને મિઠડી જીભ, કુરાન પડતું હતું. તેના શબ્દો, સાંભળવા

થી, ઘણી ખુશી મને ઉપજી; એટલે ઉઠી, અને એક, દીવો પકડી, તેના પ્રકાશે હું ચાલી. કેટલાક ઓરડા ફરી, ત્યારે જ્યાહથી, કુરાનના શબ્દો, સંભળાતા હતા; ત્યાહ જઇ પોહોચી, અને જોવુંચતો, નહાની મસીદ હતી. તે જોવાથી પરમેશ્વરનો, ઉપકાર માન્યો; અને નીમાજ, પડવા નો વિચાર મેં કીધો. તે જગ્યાએ મોટી, મીણબતીના બે દીવા, બળતા હતા. તેની સાંમે ગાલીચા, ઉપર એક જુવાન, અત્તિશે રૂપવાન, બેસીં એક ચિતે, કુરાન પડતો હતો. તેને જોઇ ઘણીજ, ખુશી હું થ ઈ, અને અચરત પામી કે, લાખો માણસોમાંથી, આ એકજ બંચેલોછે. બાકીના તો પથર, થયેલા જોયા; તેમાં કઈ પણ ભેદ હશે. ? તે મસીદમાં જઈ, મોટા શબ્દે, નિમાજ મેં પડી, અને પરમેશ્વરનો, ઉપકાર માન્યો; કે આ મુસાફરી ભલી થઇ; અને એમ ખુશળપણે, અહિં આવી પોહો તી; હવે તારી પુર્ણ કૃપાથી, આશ્યા રાખુચ કે, પોતાને દેશ, ખુશી સાથે, જઇ પોહોચું. તેટલું તેણે સાંભળી, મહારી તરફ જોયું; અને કહયું કે, ઓ સુંદરી, મને બતાવો કે, તમે કોણછો; અને શ્યા માટે આ, ઉજ્જ ડ શેહેરમાં આવ્યાં. તે પછી મહારો, ખુલાસો કહીશ કે, હું કોણ છ ઉ; અને શ્યા માટે, સર્વે પથર બન્યા; તેવઃ સર્વેને, પરમેશ્વરે સજા કરી, અને હું એખલો, શ્યા માટે બંચ્યો. એટલું તેનું સાંભળી, પોતાનો ખુલાસો, થોડામાં એવી રીતે, મેં જાહેર કીધો કે, મહારા શેહેરથી, નીકળી વીસ દિવસમાં, વહાણ અહિં, આવી પોહોતું; અને કહયું કે, હ વે એવી ઉમેદછે કે, આપ નામદારનો, ખુલાસો જણાવો કે, સર્વે માણ સો, શ્યા માટે પથર બન્યા; તેને જોઈ અત્તિશે, ઘભરાટમાં હું પડી છઉ. તેટલું સાંભળી, તેણે કહયું કે, થોડી પળ ધીરજ પકડો, ફુરસદથી હું ક હી, સંભળાવુંછઉ. તે પછી તેણે પોતાનું, ભણવાનું બંધ કરી, કુરાનને સોનેરી, કીનખાબમાં બાંધી, ટાંકાબારીમાં મુકયું; એટલી ઘડી, મ ને ધીરજ વળી, તેટલામાં તેને, બળી ભાતે, એક નજરે મેં જોયો; તેનું

રૂપ અનૂપ, ષભ છબ જોતાજ, હું મોહિ પડી. તે પછી પોતાની પાસે, મને તેણે બેસાડી, કહયું કે ઓ, ખૂબસુરત નાજની, તમારી નિમાજ, અને ઇશ્વર સ્તુતી, સાંભળી મેં જાણ્યું કે, તું પરમેશ્વરની, સારી રીતે, ભગતી કરનારછે; અને તે ઉપર તમારો, પૂરો ભરોસોછે. તેટલું કહેતાજ બોલ્યો કે, આ શેહેરનો રાજા, મહારો બાપ હતો; અને તેનું રાજ, દૂર દૂર દેશો સુધી હતું; પણ તે અને તેની રૈયત, બાહવ લશકર, ચાકર નફર ઇત્યાદિ, સર્વે જાદૂગરી, તથા પ્રાચીન નારદીન કે, જે ભૂતોનો રાજા હતો; તેની પૂજા કર્તા હતા. મહારો બાપ, હજુ સુધી, તેની ભગ્તિમાં, મસગુલ રેહતો; પણ હું મુસલમાન છઉ, કેમકે બાળ અવસ્થામાં, મને ધવાડનારી, કે જે મુસલ્માની હતી; તેણે કુરાન મોડે પાઠ, મને કરાવ્યું હતું; તે સાથે સમઝાવ્યું કે, પરમેશ્વરની ભગ્તિ, કરવાનો ખરો, રસ્તો એછે. કોઇ જાતના જાદૂ, ટોણાને તું નહી માનતો, તે શાથે અરેબી, વિદયા મને ભણાવી; અને તફસીલની વિદયા, જે કુરાન સાથે, સંબંધ રાખેછે, તે પણ ભણાવી. તેથી થોડા દિવસમાં, કુરાનના અર્થ મને, સમજ પડવા લાગ્યા. શેવટે તે ધાવે, સર્વેથી છુપ્પા, સર્વે ઉચ્ય નીચ્ય, ધર્મની ક્રીયા, મને બતાવી હતી. તે મરવા પછી, મુસલ્માનનો ધર્મ, જેવો કે તેણે બતાવેલો હતો, તે ઉપર વિશ્વાસ મેં રાખ્યો, અને જાદૂ ટોણા ઇત્યાદિ, ભૂતોના ધર્મ ઉપર, નાખૂશ રેહેતો. કેટલાક મહિના અગાઉ, ત્રણ વર્ષ સુધી, આ શેહેરમાં ફરીને, એવી રીતે કહી, સંભળાવતો હતો, કે ઓ મિત્રો, નારદીન ભૂતો અને, જાદૂ ટોણા તમે, છોડી, નિરંજન નિરાકાર, પરમેશ્વરની ભગ્તિ કરો. એવી રીતે સંભળાવતા, કોઇએ પણ મહારા, ઉપદેશને કબુલ ન કીધું; અને પોતાના ખરા, ધર્મને મુકી અધર્મ, તેવાએ ન છોડયો. ત્યારે અહિંના સર્વે, માણસો ઉપર, પરમેશ્વરનો કોપ થયો; તે વખતે જે જે માણસો, તેમાં કેટલાક ઉભેલા, અને કેટલાક બેઠેલા, સુતેલા; જેવી રીતે હતા, તેવી જગ્યાએ, પથરના થઇ ગયા.

મહારો બાપ પણ," કાળો પથર થઇ પડયો; કે જેને તમે તેના મેહેલ માં, જોયો હશે.? મહારી માતાની પણ, તેવીજ દશ્યા થઇ. તેવા સર્વેમાંથી હું એખલા, પરમેશ્વરની પૂર્ણ કૃપાથી; એ મોટી સજામાંથી બંચ્યો. જયારે પરમેશ્વરના, એવા ચમત્કાર, મહારી નજરે જોવાથી, વધારે ખાત્રી થઇ. ત્યારથી તેની ભગ્તિ, અને પૂજા વધારે, એક ચિતે કરૂછઉ. ઓ ભાયેગવાન પરી, હું જાણુંચ કે પરમેશ્વરે, મને ધીરજ આપવા, તને અહિં મોકલીછે; તેથી તેના મોટો, ઉપકાર હું માનુંચ. અહિં એખલું રેહેવું, અત્તિશે દીલગીરી ભરેલુંછે. તેનો જયારે છેલ્લો, ખુલાસો સાંભળી, અત્તિશે પ્રેમ મને, તેના ઉપર ઉપજયો. ત્યારે તેને હીમત આપી, કહયુંકે સાચુંછે; પરમેશ્વરે એજ વાસ્તે, મને અહિં મોકલીછે; કે તમોને આ ભયાન્ક, જગ્યાએથી કાઢી, પોતાને દેશ હું લઇ જાવું. મહારૂં વહાણ અહિંના, કીનારે તૈયારછે. બગદાદ શેહેરની, હું રેહેનારી છઉ. જેટલી ધન દોલત, અને માલ મીલકત, વહાણે ચઢાવી, અહિં લાવી છઉ; તેટલીજ પોતાને પેર, મુકી આવીચ. ત્યાહ પધારેથી, તમારી સારી રીતે, બરદાસ્ત હું કરીશ; એટલુજ નહી પણ, બગદાદ પોહોચતા, તહિના રાજાને, તમો આવવાની ખબર થશે; તે પણ આપની, પદવી પ્રમાણે, સારી રીત પરોણાગત, અને આબરૂ ઇજતથી, પોતાના રાજકાર, ભારમાં સામેલ કરશે. મહારૂં વહાણ, આપની સેવામાં, તૈયાર ઉભેલુંછે. તેમાં બેસી આપણે સર્વે જશુ. મહારી સલાહ, સાંભળો તે જુવાન, રાજકુવર, ઘણો ખુશી થયો. ત્યારે તો મહારા, બાલેબાલમાં ખુશી ઉપજી; એટલે બાકીની રાત, ત્યાહ હું રહી; અને પોતાની મુસાફરી, નો ખુલાસો કરી તેને, કહિંને રાજી કીધો. બીજે દિવસે સવારે, તે જુવાન રાજકુંવર, સહિત તેના, મેહેલમાંથી નીકળ્યા, તે સમુદ્ર કીનારેથી, વહાણે જઇ પોહોતા. તે વખતે બેહું, બેહેનોને દીલગીર જોઇ; રાતે પાછું નહી, આવવાનું કારણ, કહીને સંભળાવ્યું; અને જુવાન રાજકુંવરના, રાજનો ખુલા

સો, તેણે કહી સંભળાવ્યો. તે પછી બગદાદથી, જરેલો માલ વહાણ માં હતો, તે સર્વે ખાલી કરવા, ખલાશીવોને હુકમ, મેં કીધો; તેવોએ બોલતા, બોલતા ખાલી કીધો, અને મોટી રકમનું, ઝવેરાત રાજમેહેલમાંથી, ઉપાડી લાવી, વહાણમાં ભરયુ; તે સાથે રાજકુંવરને, લઈ વહાણે સર્વે ચઢયાં. બાકીની સર્વે, વસ્તુંવો લઈ જવાને, વિચાર ન કીધો; કેમકે તેટલી મીલકત, લઇ જવાને સેંકડો, વહાણો જોઈએ; માટે કીમતી વસ્તું, અને ખોરાકી પાણી, ઈત્યાદિક ચઢાવી, વહાણને હકારયું. ત્યાહથી બગદાદનો, રસ્તો પકડયો. વહાણ ઝપાટાથી જતા; અત્તિશે ગમત થતિ, તે વખતે અત્તિ, રૂપવાન અને બુધ્ધિનો, ભંડાર રાજકુંવરને, મહારી બેહેનોએ જોઇ, તેવો પોતાના મનમાં, તેની અદેખાઈ કરવા; મહારી તથા તેની પ્રિતી, એક બીજામાં જે હતી, તેમાં વેર કરવાને; અનેક તોફાન ઉઠાવવા લાગી. શેવટે એક દિવસે, તેવોએ કપટથી, મને પુછયું કે, ઓ બેહેન આપણે, પોતાને ઘેર ગયા પછી, આ ખૂબસુરત, જુવાનને કહા રાખશો; અને તેની ઉપર, કયોહ ઉપકાર કરશો. તેવોનો ભેદ સમજી, હસીને હું બોલી કે, ત્યાહ ગયા પછી, તેની સાથે પોતાના, હું લગન કરીશ. તે પછી રાજકુંવરને, પુછયું કે એવી મરજી, મહારીછે કે તમારી, દાસી હું થાવું; અને ખરા એકીનથી, જન્મ સુધી, સેવા બજાવું. તે વખતે રાજકુંવરે, હસીને જવાબ આપ્યો કે, જે મરજી હોય તે કહો; તમારી બેહેનોની સાંમે, હું સોગંદ ખાવુંછઉ કે, તે વિશે હું રાજી છઉ; અને તમોને પોતાની, પ્યારી સમજીસ. તમે જે કહયું કે, દાસી હું થઇશ પણ, હુંજ પોતે તમારો, ઉપકાર માનુંચ; તે સાથે હુકમને તાબે, હમેશા હું રહીશ. એવી રીતે ધણી, ધણીયાનીમાં, થયેલી કબુલાત, બે હું બેહેનોએ, સાંભળતા તેના, મોહોડાનો રંગ બદલાયો; અને તેજ વખતથી, હમારી ઉપર, વધારે વેરભાવથી, તેવો જોવા લાગ્યા. તે એટલા સુધી વધ્યુ કે, હમારૂં વહાણ, પારસ નદીના, મુખડા સુધી, જઈ પોહોતું;

અને બુશેહર, હમારેથી એટલું, પાસે રહી ગયું કે, તે વખતે પવન, સારો હોતતો, બીજેજ દિવસે, ત્યાહ પોહોચતે. શેવટે એક રાતે, હું નિંદ્રાવશ હતી, તે વખતે મહારી, બહેનોએ ઉપાડી, સમુદ્રમાં મને ફેકી; અને રાજકુંવરની પણ, તેવીજ દશ્યા કીધી. મોટી દીલગીરીની વાત, એછે કે રાજકુંવરને, નાખતાજ, તે ડુંબી ગયો; પણ હું નદીમાં, પડતા જાગીને સાવચેત થઈ, તેથી ઉછાલો મારી, પાણી ઉપર આવી તો, અંધારી રાત જોઈ, તે વખતે તરવા લાગી; આયુશ મહારૂં બાકી હતું; તેથી કીનારે જઈ પોહોતી. જ્યારે જમીને પગ, મહારા લાગ્યા; ત્યારે પાણી માંથી, બહાર નિકળીં; એટલે સવાર થયું. તે વખતે ચારે તરફ, જોયું તો એક ઉજડ, ટાપુ જોયું. ત્યાહથી બુશેહેરનું બંદર, એક કોશ દૂર જણાતું. તુર્ત પોતાના કપડા, શુકાવી મેં પેહેર્યા; અને અહિં તહિં ફરવાથી, ફળો ભરેલા ઝાડ નજરે પડયા; તે ઉપરથી ટોડી મેં ખાધા; આગળ ચાલતા એક વાવ હતી, તેમાંથી નિર્મળ અને, મીથું પાણી પીધું. તે વખતે ખાત્રીં થઇ કે, મહારી આવર્દા મોટીછે; કે સમુદ્રમાંથી ડુંબતા, ડુંબતા બચી; અને ઉત્તમ પ્રકારના ફળો, ખાવાને તથા અમૃત જેવું, પાણી પીવાને મળ્યું. ત્યાહથી આગળ ચાલતા, ઘટા ભરેલું મોટું ઝાડ જોયું. તેની નિચે ગઈ ત્યારે, એટલી ઠંડક વળી કે, ત્યાહજ સુઈ રેહવાની, ઉમેદ મને થઈ; એટલે તેની છાયામાં, જઈ સુતી; પણ ઉંઘ ન આવી; અને પડેલી આફતનો, વિચાર કર્તા, અહિં તહિ જોતા, પરમેશ્વરની બંદગી, કરવા લાગી. તેટલામાં ઘણો મોટો, અને લાંબો સર્પ, એકાએક મહારી, નજરે પડયો. તે ઝડપથી પ્રથમ મહારી, ડાબી બાજુએ આવ્યો, અને પોતાની, જીભ કાઢી, મહારી તરફ જોવા લાગ્યો. તેથી મેં જાણ્યું કે, કોઈ પ્રકારે, તે દુઃખી હશે. ? તેજ વખતે ત્યાહથી, હું ઉઠી અને ચારે તરફ, જોવા લાગી તો, બીજો એક સર્પ, પેહેલાથી ઘણો મોટો હતો. તે અગાઉ આવેલાની, પાછળ ઝડપ

થી, દોડતો હતો; અને ઉમેદ રાખતો કે, તેનું પુછડું પકડી, તેને ગળી જાય. પેહેલા આવેલા સર્પ ઉપર, તે વખતે મને દયા ઉપજી, ત્યારે એ ક મોટો પથર, હીમતથી ઉપાડી, જોરથી એવોતો, બીજા સર્પના, માથા ઉપર મારયો કે, તેજ વખતે તેનું, માથું છુડાઇ, બે ફાડચા થયા. તેટ લું પેહેલા આવેલા, સર્પે જોયું; કે પોતાનો વેરી મૂવો, અને તેથી છૂટેલો જોઇ; તૂર્ત ઉપલા પોતાના પરો, તેણે ઉઘેડી, આકાશે ઉડી ગયો. તે દે ખાવ હું જોઇ, અજાયેબ થઇ કે, આ શુ ગજબ હશે ? તેનો વિચાર ક ર્તા, ધભરાટમાં હું પડી; ત્યારે ત્યાહથી ઉઠી, આગળ ચાલવા લાગી, પણ આંખમાં ઘેન આવેથી, બીજા ઝાડ નિચે જઇ સુતી. જ્યારે મહારી, ઉંઘ પૂરીથઇ, અને જાગીતો લીલા રંગે, ખૂબસુરત ચેહેરાની, જુવાન એક ઔરીને જોઇ, કે તે કાળી બે કુત્રીંવાને પકડી, મહારા માથા આગળ બેઠીછે. તેને જોતાજ હું ઉભી થઇ, અને તેને પુછયું કે, તું કોણછે. તેણે કહયું, તેજ સર્પ હું છઉ, કે હીમતથી તમે, મહારા વેરીને મારી, મને બચાવી હતી. હવે ઉમેદ હું રાખુચ કે, તમે જે ઉપકાર, મહારી ઉપર કરેલાછે. તે ફેડવાને હમારી, પરીવાને એકઠી કરી, તમારા વહાણની, પાછળ હમે લાગ્યા. તમારી ભલાઇને બદલે, બેહું બેહેનોએ બુરાઈ કીધી; તે બેહુંને કાળી કુત્રીવો બનાવી, અને તમારા વહાણમાં, જેટલી ધન દોલત, અને ઝવેરાત ઈત્યાદિક, ભરેલું હતું; તે સર્વે તમારા ઘરમાં, હમે ભ રી આવ્યાછે; અને ખાલી વહાણને, સમુદ્રમાં ડુંબાવી નાખ્યું. એટલું અપછરા કહેતાજ, એક હાથે મને, અને બીજા હાથે, બેહું કુત્રીવાને ઉપા ડી, બગદાદના મહારા ઘરમાં; પોહોચાડી આપી. જ્યારે હું પોતાના, મેહે લમાં ગઇ, અને ધન દોલત, તથા ઝવેરાત ઈત્યાદિ, કરોડોની ગીલકત, અગાઉ વહાણમાં, જે ચઢાવી હતી; તે સર્વે ત્યાહ પડેલી જોઇ, તેથી ઘ ણીજ ખુશી થઇ. તે વખતે અપછરા બોલી કે, તું મને જાણેચ કે, હું કોણ છઉ, મહારી સામર્થ એટલીછે કે, નદિવોનું વેહેતું પાણી, પરમેશ્વર

ના હુકમથી, બાંધ્યકરી શકુછઉ; તેમ આકાશના તારાને, નિચે ઉતારી શકુછઉ. હવે એટલું કહુછઉ કે, તારી બેહેનોને, સજા પૂરી નથી થઈ; માટે બસો બસો કોરડા, દર રાત્રે તેવોને મારતા રેહેવું. કેમ કે ઉપકારને બદલે, અપકાર કર્તાને, એવી સજા કરવી ઘટેછે. તે ઉપરાંત તેણે, બીજુ કહયું કે, મહારા હુકમ પ્રમાણે, હમેશા કરવું, તેથી ઉલટું કદાપી ન ચાલવું. હમારા હુકમ પ્રમાણે, દરરોજ કીધાથી, હમે સર્વે ત મારે, આધીન રેહેશુ; અને જયારે દુઃખ, અથવા ગરજ પડેથી, યાદ ક રશે; તેજ વખતે તમારી, મદતે હમે આવશું. ઓ નામદાર બાદશાહ, તે દિવસથી હું, તેના હુકમ પ્રમાણે, દરરોજ રાતે બેહું, કુત્રીવોને કે જે, મહારી સગી બેહેનોછે, તેને મારૂછઉ. તે વખતે લોહી, ઉકળવાથી; ઘણો સંતાપ, મને થાયછે; કેમકે તેના રડવા, કળકળવાથી, પાછીજયારે મને, દયા ઉપજેછે. ત્યારેમહારે ગળે, વલગાવી રહુંછઉ; અને મોહોબતે તેના, આસુ પણ લુછું છઉ. ઓ નામદાર બાદશાહ, મહારો ખુલાસો એટલોજ છે. બાકીનો મહારી બેહેન, અમીના જે, આપનામદારની, સાંમે હાજર છે; તે કરશે. જેબદાનો અજાયેબ, ખુલાસો હારૂન રશીદે, સાંભળી પો તાના, વજીરને કહયું કે, અમીનાને પુછ કે; તારી છાતી અને બાંધ, ઉપર કાળા ચાઠા, શ્યામાટે પડેલાછે. તેટલું તે સાંભળી, અમીના પો તાનો, ખુલાસો જાહેર કરેછે.

---

## અમીનાનો ખુલાસો.



અમીના ઝડપથી, ઉભી થઈ અને બોલી કે, ઓ બાદશાહ સલામત, જેબદાએ જેટલું કહયું, તે ફરીથી કેહેવાની, જરૂર નથી; કેમકે વારંવાર, ત જ બીના, સાંભળેથી મિઠી, લાગતી નથી, તોપણ તે સર્વે ખરીછે. હવે

ફકત મહારો, ખુલાસો કરૂછઉ કે, મને એક ઘરમાં, મહારી માં લઇ ગઇ; ત્યાહ રહી તેના રંડાપાના, બાકી દિવસ ગુજારયા; તે પછી મહારા લગન, મોટા ગ્રહસ્થના, છોકરા સાથે કીધા, કે તે આ શેહેરનો, રેહેવાશી હતો; તેને એક વરશ, પુરૂ થયું કે ન થયું; તેટલામાંતો, તે મરી ગયો; અને રંડાપો મને આવ્યો; પણ તે વખતે, તેની દોલત, સર્વે નેવું હજાર, રી યાલોને આસરે હતી; તે મહારે હાથ લાગી; જયારે તેટલી દોલત, મહારે હાથ આવી, ત્યારેતો ધણીના, સુખ દૂખ વિસારી, હું પોતે રાણી, થયેલી હોવું, તેવી પોતાને સમજતી. કેમકે તેટલી, મીલકતની ઉપજમાંથી, મહારા જન્મ સુધી, ખાવા પીવા, અને મોજ મહજા, માટે ઘણું હતું. જયારે મહારો ધણી, મુવા પછી છ મહીના, વહી ગયા; ત્યારે દસ જોડી, પોશાક ઘણોજ, ઉત્તમ, મોટી રકમનો, પોતાને માટે, મેં બનાવ્યો. તે એકેક જોડી, બબે હજાર, ડાલરે તૈયાર થયો. પોતાના ધણીનો, શોક પાળતા, અને અડોસી પડોસી, પાસે ખોટું ખરૂં રડતા, પીટતા એક વરસ, વહી ગયું; ત્યારે નવા પોશાકમાંથી, તરેહ તરેહનો, દર રોજ નવો, મહારી મરજી પ્રમાણે, પેહરવા લાગી. તેવી રીતે પેહેરતા, અને આનંદમાં, દિવસ ગુજારતા, એક દિવસે જાુવાનીના, તોરમાં જરીનો પોશાક, પેહરી, એખલી હું ઘરમાં, બેઠી હતી; તેટલામાં, મહારા ચાકરે, આવી કહયું કે, એક ઘણી ડોસી કે, જે કંબરેથી, બેવડી વળેલી, દરવાજે આવીછે; અને તે કેહેછે કે, તારી શેઠાણીને, એક અરજ, મહારે કરવીછે; જો તમારો હુંકમ હોયતો, તેને અહિં લઈ આવું. તેનું એટલું સાંભળી, વિચારમાં હું પડી કે, તે ડોસી કોણ હશે. ? તેની વાત, સાંભળવી જોઇએ; તેજ વખતે, હુકમ તેને, આવવાને મેં આપ્યો. તે પછી થોડીવારે, તે ડોસી ધુજતા ધુજતા, મહારી સાંભે આવી; અને ઘણી નમીને, સલામો કરવા લાગી; અને જમીન ચૂંબી, કહયું કે, ઓ નામદાર, તમે ગરીબોનું, રક્ષણ કરનાર, અને

તેનીવારે ચઢનારછો! તેવા વખાણ, ઠેક ઠેકાણેથી સાંભળી, એક અરજ ક
રવા, હું આવી છઉ. તે ડોસીએ ઘણા, વખાણ મહારા, કરે
થી જુવાનીના, જોરે અને ધન, દોલતના બળે; મેં કહયું કે,
ઓ બાઈ તારી, જે અરજ હોય, તે સુખેથી કહે; મહારા દિલોજા
નથી, તારી ઉમેદ, પૂરી કરીશ. તે વખતે ડોસીએ, બેહું હાથ જોડી,
કહયું કે ઓ નાજની, હું ગરીબ એક છોકરી, વગર માબાપની પાળી
છે; તેના લગન રાતે થશે; પણ હમે બેહું, આ શેહેરથી, અંજાણ્યા છ
એ. હમોને નથી કોઈ સાથે, ઓળખાણ અને નથી, હમને કોઇ ઓળ
ખતું. જે છોકરી સાથે, લગન થશે, તે ઘણી શ્રીમંતનો, છોકરોછે;
અને તેનું કુટુંબ, પણ બોહોલુંછે. હમણા મેં સાંભલ્યુંછે કે, વર રા
જા સાથે, ઘણી બૈરીવો, અમૂલ કીમતનું, ઝવેરાત અને પોશાક, પેહરી
આવશે; પણ મહારા ઘેર, ભભકદાર પોશાકે, કોઇ બૈરી નથી કે, તેને
આવકાર, આપવાને આગલ પડે; માટે જો, આપ નામદાર, ત્યાહ પધા
રેતો, મારૂં માન મને મળે; તે સાથે કોઈ નિર્ધન, અને પરદેશી હમો
ને, ન સમજે. તમારા પરતાપ આગળ, આવનારમાંથી કોઈ, ઊંચી પદ
વીની, નહી ગણાસે; અને સર્વે એમજ, ધારશે કે, એ ડોસી પણ, ધન
વાનછે. ગરીબની ખૂશામત, ઉપર એટલું ધ્યાન, ન આપતા, લગનમાં
આવવાનું, ના કહોતો જરૂર, મહારી ફજેતી, જાહેર થશે. આ શેહેરમાં
કોઈ, મહારૂં મુરબ્બી નથી, અને નથી તેમ, દયાવાન કે, જેવી તમે આ
શેહેરમાંછો. હવે તમારા જેવી, ખૂબસુરત અને, દયાવાન ને મુકી,
કોની પાસે હું જઇ, પોતાનું દુ:ખ રડું. કે તે સાંભળે; અને મ
હારી મદતે દોડે. એટલું તે ડોસીએ કહી, ડશક ડશક, રડવા લા
ગી. તેના રડવા ઉપર, જયારે ઘણી દયા, મને આવી, ત્યારે મેં
કહયું કે, ઓ ડોસીમા, તું રડીને, મને નહી કુહાવ, તારી છોકરી
ના, લગનમાં જરૂર, હું આવીશ. જે ઘરમાં લગન, થનારછે તેનો,

પત્તો બતાવ, એટલે સાંઝના, ત્યા હું આવું;' ફરી અહિં, તે ડવા આવવાની, મેહનત તું ન લેતી. તેટલું સાંભળી, તે ઘણી ખુશી થઈ, અને મને આશીર્વાદ, દઇ કેહવા લાગી કે, ઓ સુંદરી જેવી રીતે, આજે મહારૂ મન, ખુશી કીધુછે, તેવી રીતે પરમેશ્વર, સદા કાળ, તમોને ખુશી કરે; પણ મહારૂ ઘર, સોધતા તમોને, ઘણી અડચણ પડશે, માટે સાંઝના પાછી, તેડવા અહિં હું આવીશ; તે વખતે મહારી, સાથે ચાલજો. એટલું કહી, તે ડોસી ચાલતી થઇ. તે ગયા પછી, ઘણો ઉમદા, નવો પોશાક, અને મોટા મોટા, મોતિવોની માળા, બાજૂબંધ, કર્ણફૂલ, વીટીવો અને, ચમકતા હીરા, તથા અમૂલ રત્નોના, દાગીના પેહેરી, ટામટીમ કર્તી હતી; તેટલાંમાં સુરજ, અસ્ત થયો; એટલે તેજ ડોસી, ડમક ડમક કર્તા, તેડવા પાછી આવી; તે આવતાજ, મહારા હાથને, ચુંબી લઇ બોલી કે, ઓ નામદાર, સાહાજન સાથે, વરનો બાપ, અને માં તથા, સગાવાહલા તો, મહારે ઘેર આવ્યાછે; અને ઘણુ કરી, અહિના સરદારો, અને શ્રીમંતો, તથા ઉત્તમ કુળની, બૈરીવો પણ, તેની સાથે આવીછે. તમારી આવવાની, ફકત ખોટીછે; માટે દોડતી દોડતી, હું આવી છઉ. એટલું સાંભળતાજ, તેની સાથે હું ચાલી, અને પાછળ કેટલીક, મહારી દાસીવોને, સારો સારો પોશાક, અને દાગીનાથી, સજાવીને ચલાવી. આગળ ચાલતા, ખુલ્લી અને, સફાઇદાર છટકાવ, ભરેલી ગલીમાં ગયા, તે પછી મોટા, દરવાજા પાસે, લઈ જઇ હમોને, ઉભા કીધા. તે દરવાજાના ઉપર, એટલું લખેલું હતું કે, એ ઘર હમેશા ખુશીનુંછે. તેટલું ત્યાના, દીવાના ઉજાશે, મેં વાચ્યું; પણ લગનની, ધામધુમ ત્યાહ, ન જોઈ. તે પછી એક, વાડી બંધ બારનાની, સાકળ ઠોકી, એટલે તુર્ત તે ઉઘડયો. ત્યાથી મોટા મેહેલમાં, તે મને લઇ ગઇ. ત્યાહ જઈ જોયુંચતો, વર રાજાના, માતપીતા અને, સરદારો ઇત્યાદિને બદલે, અતિશે રૂપવાન, એક બૈરીને, બેઠેલી જોઇ; તેણે

મોટા માન સાથે, આવકાર મને આપ્યો; અને કકડાવીને ભેટી. તે પછી મહાટા, ભપકા પ્રમાણે, એક ઓરડામાં, તે મને લઇ જઇ, બેસાડી. તે જગ્યાએ ઝવેરાત, જડેલું સોનાનું, સિંહાસન અને, તે ઉપર ઉત્તમ, પ્રકારના રત્નો, જડેલું છત્ર હતું. ત્યા બેઠા પછી, થોડીવારે તે સુંદરી, ત્યાહથી ઉઠી, અને ફુલ ગુલાબ, મને આપ્યા; અને હસ્તા હસ્તા, તે બોલી કે, તમે શુ લગનમાં, આવેલાછો, તેનો જવાબ, હું આપતી હતી; તેટલામાં તેજ, ફરી મીઠી જીભે, હસીને બોલી કે, હું ધારૂચ કે લગનતો, તમારાજ હશે. ? તેટલું તેનું સાંભળતાજ, અચંબામાં હું પડી કે, એ શુ બકેછે; મહારી મસકેરીતો, કરતી ન હશે. ? તેને કઇ જવાબ, આપી હું ન શકી, પણ મહારી જુવાનીનું, બળ તે વખતે, ઉભરાઇ આવ્યું. તે ટલામાં સારી રીતે, મેવા પાન ગુલાબ, અંત્તર ઈત્યાદિકે, મહારી ઘણી બરદાસ્ત લીધી; અને મિઠ્ઠી જીભે, આસ્તે આસ્તે, નર્મતા પૂર્વક, ઉત્તમ દાખલા, દલીલની શીખામણ, ભરેલી વાતો મને કહી. તે સાથે બોલી કે, ઓ પ્યારી આ લગનના, બહાને ઘણી મેહન્ત, તમોને આપીછે; તેનું કારણ એછે કે, મહારો ભાઈ અત્તિશે, ખૂબસુરત અને જુવાનીનો, ભરેલો એકજછે. તે તમારી ખૂબસુરતી, અને રૂપ અનૂપતા, વખાણ સાંભળી, મોહિ પડયોછે; અને લગન કરવાની, અત્તિશે ઉમેદ રાખેછે. જો આ વખતે, કરાજી થઈ, તમે ના કેહેશોતો, તે અત્તિશે દુઃખી થઈ, મરણ પામશે. માટે ઓ પરીજાદ, સોગંદ ખાઈ, હું કહુછઉ કે, તે ખૂબસુરત, જુવાન બુધ્ધિનો, ભંડાર; તમારી મીત્રાચારી, અને ઘણી લાયેકછે; તે વિશે સર્વે પ્રકારે, મહારા ઉપર, ભરોસો રાખો; કે તે ગબરૂ, હમેશનો ખૂશ, મીજાજીછે. તે ઉપરાંત પોતાના, ભાઈના ઘણાજ, વખાણ તેણે કીધા; અને ઘણોક વાદ વિવાદ, મહારી સાથે કીધા; અને વરી કહયું કે, જો તમે કોઈ પણ, ઇસારો કરોતો, સર્વે ખુલાસો, તેને હું કહું. તમારો ધણી, મરવા પછી, ફરી લગન કરવાને, મહારી

મરજી, હજુ સુધી ન હતી; પણ આવો જુવાન, મરવા તૈયાર થવાથી, એવા પુરૂષને, નકાર ભણવાનું, મેં વાજબી ન ધાર્યું; ત્યારે આપને, અહિં તેડાવી, મહારી તરફથી, ભલામણ કરૂંછઉં. જ્યારે તેણે મહારા, હેતની મિઠડી મિઠડી, વાતો ઘણી કહી સંભળાવી; ત્યારે મહારા શરીર ના, રૂવાટા ખીલ્યા, તેથી હસીને, ગુપચુપ બેઠી. તે વખતના મ હારા, હસવા ઉપર તે સમજી કે, લગન કરવાને, તૈયાર હું છઉં. તેટલે તો તે ઉઠી, અને એક ઓરડાની, સાકળ ઠોકી; તેનો અવાજ સાંભળ તાજ, એક જુવાન, અત્તિશે ખૂબસુરત, મોટા ઠાટમાટે, અને ભભકદા ર, પોશાકે તે ઓરડામાંથી, બહાર નિકળી આવ્યો. તેને જોતાજ ખુ શી થઇ, અને ધાર્યું કે, મોટી ભાયેમવાન, હું ગણાવું કે, આ બાદશાહ જેવા, પુરૂષ સાથે લગન થાય. તે જુવાન પુરૂષ, આવતાજ મહારી, પાસે બેઠો. જ્યારે તેની બેહેન સાથે, મહારે તથા તેને, ગપાટા ચાલવા લાગ્યા, ત્યારે મહારી ખાત્રી થઇ કે, તેના થયેલા વખાણથી, પણ વધારે તે બુદ્ધિવાન, અને નર્માસ ભરેલોછે. એવી રીત એક, બે ઘડી સુધી ચાલ્યું, તેટલે પેલી સુંદરીએ, હમારૂં હાસ વિનોદ, અને આવભાવ, તથા જુવાનીનો, જોર તોર જોઇ, તેની ખાત્રી થઇ કે, બેહું એક બીજા ઉપર, આશક પડયા. તેજ વખતે ઉઠી, બીજા ઓરડાની, સાકળ ઠોકી, તે સાંભળતાજ, કાજી ઇત્યાદિક, શાક્ષીવો આવી પડયાં. તે વો આવતાજ, ધર્મ શાસ્ત્ર પ્રમાણે, હમારા બેહુંના, લગન કરી; એક બી જાના, લખત કીધા; તે ઉપર ચ્યાર, શાક્ષીઓ થઇ; પણ મહારા નવા ધણીએ, તેજ વખતે, સોગંદ ખવાડી, એટલો ઠરાવ, મહારી પાસે, કરા વ્યો કે, મહારા શિવાય, બીજા પુરૂષની, સાંમે ન જોવું; તેમ તેની સાથે ભાષણ પણ ન કરવું. હમેશા પોતાના, પતિવ્રત પણેથી, મહારા હુકમને તાબે, જેવી રીત ખુશી રહું, તેવી રીતે, હમેશા ચાલવું. એટ લી કબુલાત, મહારી લીધી, તેમ તેણે પણ, સોગંદ ખાઈ, તેટલીજ કબુ

જાત આપી; તે ઉપરાંત વધારે, ઠરાવ થયો કે, નીતિ માર્ગે, હું ચાલવા થી, કોઈ દિવસે, તેણે મને, ન છોડવી. એવી રીતે બેહુંમાં, કબુલાત થઈ, એટલે મોટા શ્રીમંતો, અથવા રાણીની રીતે, પોતાના ધણીના મેહેલમાં, રેહેવા લાગી. એક મહીનો તેવી રીતે, વહી જવા પછી, એક દિવસે બજારમાં, જવાની રજા મેં માગી; કેમકે થોડાક તાકા, રેશમી કા પડના, ખરીદ કરવા હતા. તે ટાકણે સર્વે અમીર, ઉમરાવની બેરીવો, બજારમાંથી; પોતાને મનગમતા, કાપડના તાકા, ખરીદ કર્તી અને વેચવા જતા. તેમાં કોઈ રીતે, નરસુ કામ ન ગણાતું. મહારા ધણીએ, તેજ વખતે રજા આપી. ત્યારે તો ખુશી થઈ, માથાના વાળે, અને શરીરે, સુ ગંધી ભરેલો, અત્તર લગાડી, ટામટીમ કીધું; તથા જરીનો પોશાક, અ ને મોતી ઇત્યાદિક, ઝવેરાતનો શણગાર, મન ગમતો મેં સજયો; તે વ ખતે આરસીમાં, જોયું તો ઇંદ્ર રાજાની, પરીથી પણ વધારે, ખૂબસુરત બની. જયારે બની ઠણી, તૈયાર થઈ ત્યારે, બે ચાકરડી અને ત્રીજી, ડો સી કે, જે મને લગનના, સહાજન બહાને, તેજ મેહેલમાં, અગાઉ લા વેથી, હુંજ પરણીને, ત્યા રહી હતી. તે ડોસી મહારા, મેહલની સાંભ, રે હતી હતી; તેને સાથે લઈ, ચારે જણા, બગદાદ શેહરના, બજારમાં ગ યા કે; જયાહ મોટા મોટા, વેપારીવોની, દુકાનો હતી. ત્યાહ જઈ પો હોતા, એટલે તે વૃધ્ધ, ડોસીએ મને કહયું, ઓ બાઇસાહેબ; અહિં એ ક જુવાન, વેપારીની દૂકાનછે; કે જેને હું ઓળખુછઉ. તેની દુકાન માં, સર્વે પ્રકારના, ઉત્તમમાં ઉત્તમ, અમૂલ્ય તાકાવો ભરેલાછે. જેવી જાતનું કાપડ, તમે માગશો તેવું, ત્યાહ મળશે. તમે તહિજ ચાલો, કેમકે દૂકાને દૂકાન, ફરવાની જરૂર નહી પડે. જયારે મહારા, ફાયેદાની સલાહ, સાંભળી ત્યારે, મેં કહયું કે, તેથી બીજુ શુ ભલુ. તેજ વેળાએ, તે વેપારીની, દૂકાને ગઇ તો, મહારા ધણી જેવો, ઘણોજ રૂપવાન પુરૂષ એક બેડેલો જોયો. તે વખતે ડોસીએ કહયું, ઓ ખૂબસુરત સુંદરી, તમે

આ વેપારી પાસેથી, જેવું કાપડ જોઈએ, તેવું માગો; એટલે તેવું દે ખાડશે. તેને જવાબ મેં આપ્યો કે, મહારા લગન વખતે, સોગંદથી ક બુલાતો કીધીછે, કે પર પુરૂષ, સાથે ન બોલવું; માટે એની સાથે, નહી બોલું કે, જેથી મહારી, કબુલાત તુંટે. ત્યારે તે વેપારીએ, ડોસીને પુ છયું, અને કેટલાક, તરેહવાર તાકા, લાવી લાવીને, મહારી પાસે, ઢગ લો કીધો. તેમાંથી એક જયારે, મને પસંદ પડયો; ત્યારે તે ડોસી, મારફતે પુછયું કે, આ તાકાની, કીમત પુછ. તે વેપારીએ જાણ્યું કે, એ તાકો મને, પસંદ પડયો, ત્યારે તેને ઉલટ, સુલટ કરી, બીજા તાકાવો, ઉપર નાખી, છુપાવવા લાગ્યો. તે વખતે ડોસીને, મેં કહયું કે, જે કાપડ મને, પસંદ આવ્યું, તે શ્યા માટે છુપાવેછે. તેનો જવાબ, તે વે પારીએ આપ્યો કે, એ તાકો બાદશાહ, જાદીને માટે, લાવેલો છઉં; તેના વજન બરોબર, મોહોરો તોલીને, આપસે તોપણ, નહી વેચું. જેમ જેમ તે તાકા ઉપર, મહારી મરજી વધારે થતી; તેમ તેમ તે વેપારી, વધારે ભારી થતો. ત્યારે ડોસીએ, તેને કેટલુંક ઉલટ પાલટ, સમઝાવ્યું કે, આ સુંદરીને તેજ તાકો, પસંદ પડેલોછે; તેની કીમત જે, માગે તે અપાવીસ. ત્યારે તે બોલ્યો કે, એ તાકો હજાર, મોહોરો આપેથી, નહી વેચું; પણ તેને બદલે, એનો ચુંબો માંગુચ. તેનું તેટલું સાંભળી, તે ડોસી ઉપર અત્તિસે, ગુસ્સે હું થઈ; અને કહયું કે આ, વેપારી ઘણો ભુંડોછે કે, એવી દુષ્ટ ઉમેદ રાખેછે. તે ડોસીએ મને, જવાબ આપ્યો કે, એ નાજની; આ વેપારીએ, જેટલું માગ્યુંછે; તે કઈ મોટી વાત નથી. તમારા ધણીએ, પરપુરૂષ સાથે, વાત કરવાની, મના કરીછે; પણ એતો ફકત, ચુંબો માગેછે; તેતો ઘણું સેહેલછે. તેટલું કબુલ કરેથી, હજા રો મોહોરો, બંચસે.

છપ્પો.

અતિ લાલચને લોભ, થોભ જુગતે જૂઠાનો;
આળસ નિદ્રા અંગ, રંગ રૂદયે રૂઠયાનો;
નિર્દય ન ગણે નેહ, દેહમેલી મેલું મન;
અસુર પક્ષ પરખાર, ઘણો અહાર જુવતિજન;
નીર્લજ રાખે નહિ નમ્રતા, જાતિ સ્વભાવે જાણવી;
વળિ આપ મત્યે ડાહી ઘણી, અધિક નીચ ઉર આણવી.

તે કાપડની અજાયેબ, તરેહ અને રંગ જોઈ, મહારૂં મન લોભાયું; અને પૈસાની લાલચે, કબુદ્ધિ સૂઝી; તેથી ડોસીની, સલાહ કબુલ કીધી. ત્યારે તે ડોસી, અને બેહું ચાકરડી, મહારી આડી થઈ ઉભી કે, કોઈ ચાલતા હાલતા, માણસો ન જોય. તે વખતે પોતાના, ગાલ ઉપરથી, હોજર પડદો ખસેડી; તે વેપારીની સાંભ કીધો. ચુંબો લેવાને બદલે, તેણે એવાતો જોરથી, મહારા ગાલને કરડયો કે, ત્યાનું માંસ નિકલી, લોહી લૂહવાણ, થઈ ગયો; તેજ વખતે તરફડી, ભોયે હું પડી; અને દુઃખાવાના જોરે, બેસુદ્ધ થઈ ગઈ. તેવી હાલતમાં, લાંબા વખત સુધી, ત્યાહજ પડી રહી. જયારે સુદ્ધ વિનાની થઈ, એટલે ચાકરડી અને ડોસી, ઘબરાઈને અહિ તહિ, દોડાદોડી કરવા લાગી; તેટલી ફુરસદ પેલા વેપારીને મળેથી, પોતાની દૂકાન બંધ કરી, ત્યાથી વટાણા વાવી ગયો. કેટલીક ઘડી પછી જ્યારે, મને સુદ્ધિ આવી ત્યારે, પોતાના ગાલને જખમ, અને પોશાક લોહી ભરેલો જોયો; તેટલેતો પેલી ડોસીએ, હોજર પડદો નાખી, ગાલને ઢાકી નાખ્યો; કેમકે ત્યાહ થતી ગરબડાટથી, ઘણાક માણસો ભેળા થયા હતા. તેવોએ જાણ્યું હશે કે, કોઈ નબળાઈએ પડી, બેસુદ્ધ થયું છે. મહારી સંગાથે, આવેલી બૈરીવો ઘબરાઈ, ધીરજ મને આપવા લાગી.

તેમાં ઘણું કરીને બીજી વખતે, ફસાવનાર ડોસીએ મને કહયું કે, એ ખૂબસુરત પરી, મહારો અપરાધ ક્ષમા કર; કેમકે આ વખતે જે દુઃખ તને થયું, તેનું કારણ હું અભાગણી છઉં; કેમકે એ વેપારીની દૂકાને, મહારી અરજથી તમે આવ્યા હતા. હવે પોતાના મનમાં, કોઇ રીતે ચીંતા ન કરો; આપણે પોતાને ઘેર તુર્ત જઇએ. ત્યાહ ગયા પ છી, તમારા જખમ ઉપર, એવું એક ઓષડ લગાડીસ કે; ત્રણ દિવસ માં સાફ થઈ જશે; અને તેની કઇ પણ, નિશાની ન રહેશે. બેસુધ્ધ હું થવાથી, અનેલોહી અતિશે, વહી જવાના કારણે, એવીતો સુસ્ત અને નબળી થઇ પડી કે, મોટી મેહનતે પોતાને ઘેર, જઇ પોહોચી. ઘેર જવા પછી મહારા ઓરડામાં જતાજ, તેજ વેદનાથી, ફરી બેસુધ્ધ હું થઈ પડી; તેજ વખતે ડોસીએ ઝડપથી, એવો ઉપાય કીધો કે, જેથી પાછી સુધ્ધિમાં હું આવી; એટલે પલંગે જઈ સુતી. રાતના જયારે મહારો ધણી આવ્યો, અને મહારૂં માથુ બાંધેલું તેણે જોયું; ત્યારે તેનું કારણ પુછયું. તે વખતે તેને ઉડાવવા મેં કહયું કે, મહારા માથામાં ઘણી વેદના થાયછે; તે એટલા માટે મેં કહયું કે, તે ખરૂં સમ જી ચુંપ ચુપ બેસશે; પણ તેણે તો દીવો હાથમાં લઈ, ઉલટ સુલટ મા થુ મોહોડું તપાસવા લાગ્યો. તેટલે મહારા ગાલનો જખમ, તેની નજ રે પડતા ગુસ્સે થઈ ફરી પુછયું કે, એ ઘાવ શ્યાથી પડયો. તે વખતે વિચારમાં હું પડી કે, જાણી જોઇ નરસુ કામ કીધુ નથી; પણ ખરેખરૂં કેહેવાને લજવાઇ, તેથી ખોટું બહાનું કહાડી, ફરી તેને મેં ક હયું કે, આપનાઆદારનો હુકમ લઈ, બજારમાં હું ગઇ હતી; ભાયેગ જોગે એક હેલકરી, લાકડાનો ભારો ઉપાડી, મહારી અડોઅડથી, દો ડી જતો હતો; અને તે ગળીનો રસ્તો, ઘણોજ સાંકડો હતો; તેનો છેડો મહારા ગાલને ભોકાઈ ગયો. તેટલું સાંભળતાજ, વધારે ગુસ્સે થઇ, તેણે કહયું કે શુ તું ખરૂ કહેછે; જો તેમજ હોયતો આવતી કાલે, સવારે

એવો હુકમ કરીશકે, સર્વે લાકડા વેચનારાવોને, પકડી ફાંસી ચઢાવે. તેના તેટલા બોલ સાંભળી, ઘણી ઘભરાટમાં હું પડી; અને પસ્તાવો કરવા લાગી; કે મહારા ઝુઠા બાનાથી, ગરીબ કઠીયારા વગર વાંકે; મારયા જશે. તે ગરીબોની દયા મને આવ્યાથી, મહારા ધણીને ફરી મેં કહયું કે, એવો અન્યાય પરમેશ્વરને વાસ્તે, કોઈ પણ ન કર્વો; તે ગરીબો માટે ઘણો પસ્તાવો મને થાયછે. અગર કંઈ પણ નરસુ કામ, મેં કીધુ હોયતો તેની સજા મનેજ કરો; તેને બદલે સર્વે કઠીયારા, ગુનેહગાર ન ઠરે? મહારા ધણીએ કહયું, તું સાચુ બોલ કે, તારા ગાલને જખમ શ્યાથી પડયો. તે વખતે ફરી મે કહયું કે, એક કુંભાર પોતાના માટલા, ગધેડા ઉપર લાદીને ચાલ્યો જતો હતો; ભાયેગજોગે તેનો ધકકો, એવોતો મને લાગ્યો કે, હું જમીને ટુંટી પડી; એટલે એક કાચનો કટકો, મહારા ગાલમાં ગુશી ગયો. તેટલું સાંભળતાજ, મહારા ધણીએ કહયું કે, એ વાત સાચી હોયતો, સવાર થવાની આગાઉ, જાફર વજીરને એ વાતનો, ખુલાસો કહીસ એટલે, જેટલા કુંભાર આ શેહરમાં રેહેછે, તેને કહાડી મુકે. તેનું તેટલું સાંભળી મેં ફરી કહયું; પરમેશ્વરને વાસ્તે એવું કામ ન કર્તા; તેવો સર્વે અપરાધ વિનાના છે. ત્યારે ફરી તેણે કહયું કે, તું સાચુ કહે; તારા ગાલને જખમ, થવાનું કારણ શુછે. તે વખતે ફરી મેં કહયું કે, રસ્તે ચાલતા ધુમરી મને આવી, તેથી ભોય ઉપર ટુંટી પડી; અને મહારો ગાલ છોલાઈ ગયો. તેમાં બીજા કોઈનો અપરાધ નથી. તેટલું સાંભળી અત્તિસે ગુસ્સે તે થયો; અને બોલ્યો કે તું ઝુઠીછે; કહા સુધી તારી ખોટી, વાતો હું સાંભળુ; જે ઝુંઠું બોલતા, એક વખતે પકડાય, તેનો વિશ્વાસ દાનાવ કર્તા નથી. એટલું બોલતા તેણે, એક ઓરડાની સાકળ ઠોકી, તેટલામાં ત્રણ મોટા કદાવર, હબસી ઓરડામાં આવ્યાં. તેવોને તેનો હુકમ થતાજ, એકે મહારૂં માથું, અને બીજાએ પગ પક

ડ્યા, અને ત્રીજો તરવાર હાથમાં લઈ ઉભો. એવી રીતે ત્રણેએ, તેનો હુકમ પાળ્યો. તે પછી મહારા ધણીએ, પેલા ગુલામને કે જે, તરવાર લઈ ઉભો હતો; તેને કહ્યુંકે, એને મારી બે કટકા કર; અને તેનું મડદું નદીમાં ફેંકીદે, એટલે તે વેહેતા માછલીવો, ખાઈને તૃપ્ત થશે; કેમકે તે સજાને લાયેકછે. તેટલું તેણે કહી, મજબુત હુકમ કીધો, કે, તૂ ઢીલ શ્યા માટે કરેછે; જલદીથી એને કતલ કર. તેટલું સાંભળી, પેલા ગુલામે મને કહ્યું કે, ઓ પરી ચેહેરેની સુંદરી, તમારી ઉમરની છેલ્લી, ઘડી બાકીછે; માટે પરમેશ્વરનું સ્મરણ કરો; અને જે કઈ તમારા ધણીને, કેહેવું સાંભળવું હોય, તે કહિ સંભળાવો. તે વખતે મેં કહ્યું કે, એક અરજ કરવા હું ચાહુછઉ; પણ એક ઘડીનો વિસામો મળેતો કહું. તેજ વખતે પેલા ગુલામો, જરાક વેગળા થયા એટલે મેં પોતાનું માથું ઊંચું કરી, ઉમેદ કીધી કે, કઈ પણ કહું; પણ રડતા અને ડચકયા ખાતા, મહોમાંથી શબ્દ નહી નિકળ્યો. તે વખતના રડવા ઉપર, મહારા ધણીને દયા ન આવી; તે ઉપરાંત ભુડું ભલું, બોલવાને તેણે શરૂ કીધું. તેનો કઈ પણ જવાબ, આપી હું ન સકી; તે પછી ફરી ઉમેદ કીધી કે, પરમેશ્વરની સ્તુતી છેલ્લી કરી; પાપની ક્ષમા માગુ; પણ એટલી ફુરસદ, મને તેવોએ ન આપી, અને ગુલામને ફરી, હુકમ તેણે આપ્યો કે, તૂ જલદીથી એને કતલ કર. તે ગુલામની ખાત્રી થઈ કે, આ ખૂબસુરત બૈરીની, ખરેખર આખર આવી; એટલે તરવાર ઘસી ઘુસીને, તૈયાર તેણે કીધી; અને જેવો વાર કરવાને, હાથ ઉપાડેચ, તેટલે તેજ ડોસી, કે જેણે મહારા ધણીને, ધવાડયો હતો. તે મહારા ઓરડામાં આવતાજ, તરવારવાલા ગુલામના હાથને, વળગી પડી; અને મહારા ધણીના, પગ ઉપર માથું મુકી, અરજ કીધી કે, જેથી તેનો ગુસ્સો નર્મ પડે. તે પછી ઘણી નર્માસે, તેની પ્રાર્થના કરી કહ્યું કે, મહારૂં દૂધ પીવાના, અને પાળણ કરવાના

બદલામાં, આ જુવાન બેરીનો, અપરાધ ક્ષમા કર. બીન અપરાધે એને શ્યા માટે મારેછે. પરમેશ્વરને શુ જવાબ આપશે; અને તારી આબરૂને, શ્યા માટે કલ્ક લગાડેછે; ઇનસાફ કર્તા બાદશાહો, એ બીના સાંભળ શે; તો તને શુ કહેશે. શેવટે તે ડોસીએ, લાંબા વખત સુધી, એટલુંતો ઊંચું નીચું સમઝાવ્યું કે, તેનો મોટો વાદ વિવાદ ચાલ્યો; છેલ્લે તે રડી અને, એટલા સુધી કીધુ કે, તેનો ગુસ્સો જરાક નર્મ પાડયો. તે વ ખતે મહારા ધણીએ કહયું કે, ફકત તારા કેહેવાથી, મેં એને જીવતી મુકી; પણ તેના ગુનાહની થોડી ઘણી, સજા કરવી જોઇએ; કે જેથી તે ની આખી ઊમ્મર સુધી યાદ રહે. તેટલું કહી ગુલામોને હુકમ તેણે કીધો, એટલે મહારી છાતી, અને હાથના દંડ ઉપર, એટલા કોરડા નો, માર મરાવ્યો કે, તે એકેક લાગતા; મહારો જીવ તરફડી, તરફડીને બેસુધ થઈ જતો; એટલુંજ નહી પણ, ત્યાહનું ચામડું, અને માંસ નિ કળી પડતું. તેટલો જુલમ કરવાથી, મહારા ઉપર દયા તેને ન આવી; ત્યારે ગુલામોને હુકમ કીધો કે, એ ચંડાળ બેરીને ઉપાડી, ખંડીયર ઘ રમાં મુકી આવો. તે ઘરમાં ચાર મહીના સુધી, તેવીજ હાલતે ઘાયેલ પ ડી રહી; પણ પેલી ડોસી કે, જેણે મને પ્રથમ પરણાવી, અને જીવતી મુકાવી હતી; તે દર રોજ ત્યાહ આવી, મને મલમ પટો ઇત્યાદિ, ઓ ષડ અને ખોરાકી પોશાકી, તેવીજ હાલતમાં પુરૂ કરતી. તેની મોઠી મેહન્તે કેટલેક દિવસે, જયારે હુ સાજી થઈ, પણ મારના ડાઘ જેવાને તેવાજ રહી ગયા.

જયારે ચાલવા હાલવાની, શક્તિ મને આવી, ત્યારે ઉમેદ થઈ કે, પોતાના આગલા ધણીને ઘેર, કે તે ઘર મહારે સ્વાધીન હતું; ત્યાહ જઈ રહુ. ત્યા જઇ જોવુંચતો, તે મેહેલ કે, તેના બારણા, અને ભીત ઇત્યાદિ, હજારોની મીલકતને બદલે, એક કાંકરો પણ નહિ ન દીઠો; એટલુંજ નહી પણ તેના, સીસા ભરેલા પાયાની, નિશાન ન

જડી. જ્યારે તેની તજવીજ કરી, ત્યારે માલમ પડ્યું કે, મહારા બી જા ધણીએ, પોતાના ગુસ્સાથી, જે મોહોલ્લામાં, મહારો મેહલ હતો, તે ખોદાવી જમીન બરોબર, કરી નાખ્યો હતો. મહારા બીજા ધણીએ, તેવો જુલમ કરવા છતા, તેની ફરિયાદ કોઇ, રાજદરબારી પાસે ન ગઈ, કેમકે તેમાંથી વખતે, એવું ના બને કે પાછી, મહારા જીવ ઉપર ધાડ આવે; એવી ધાસ્તીથી, પોતાના મનને, ધીરજ આપી, પરમેશ્વરનો ઉપકાર માન્યો; પણ જ્યારે ખાવા પીવાના, હાલ થવા લાગ્યા; ત્યારે પોતાની પ્યારી બેહેન, જેબદા પાસે ગઈ, અને પોતા ઉપર, પડેલા દુઃખનો ખુલાસો, તેને જાહેર કીધો; તે વખતે એ ભલી બેહેને, ઘણી ધીરજ મને આપી; પોતાની પાસે રાખી; અને કહયું કે, મારે કોઈ સાથે લેહેણું નથી; જેની સાથે હું ભલાઇ કરૂચ, તે પોતાની મતલબ સાંધી, દુશમન થયા. તે ફરીને બોલી કે ઓ પ્યારી, મહારી સાથે સુખેથી તું રેહે; અને બીજા ધણી સાથે, ફરી લગન કે, મિત્રાચારી ન કર્તી. ત્યારથી પોતાની બેહેન, જેબદા પાસે હું રહેલી છઉ. કેટલાક દિવસ પછી, પેલા રાજકુંવરને, હમારી બેહું બેહેનોએ, અદાવતથી દરીઆમાં ફેકી દીધો; અને તેની સાથે, તેને પણ નાખી હતી; તેનો ખુલાસો જેબદાએ, કહી સંભલાવ્યો; અને તે બેહું કુત્રીવો થવાનું કારણ, પણ કહી સંભલાવ્યું હતું. મહારી સગી મા, મરવા પછી ન્હાની બેહેન, કે જેનું નામ સાફીછે; તેને પણ જેબદાએ, પોતાની સાથે રાખી હતી: એવી રીતે કેટલાક દિવસ, વહિ ગયા હજુ સુધી, હમે પોતાની જેબદા બેહેનથી, જુદી રેહેવાને કોઈ પણ દિવસે, મરજી કીધી નથી; તે દિવસથી હમો અત્તિશે, આનંદ પૂર્વક, તેની સેવા બજાવીએચ; અને પરમેશ્વરનો ઉપકાર માનીએચ; હમે ત્રણે મળી, પોતાના ઘરનું કામકાજ, હળી મળી કરીએચ; કોઈ વખતે બજારમાં હું જઉ, સોદો સલુક લાવું છઉ, અને કોઇ વખતે, મહારી ન્હાની બે

હેન સાફી જાયછે. એવી રીતે ગઈ કાલે બજારમાંથી, ઘણીજ વસ્તું હું ખ રીદ કરી, એક મજૂરના માથે ચઢાવી લાવી કે, તે ઘણોજ હસમુખો, અને હાજર જવાબી હતો; તેને આખી રાત ઘરમાં રાખ્યો કે, પોતાના હસમુખા સ્વભાવે, અને મિઠઠા શબ્દે, હમોને ખુશ કરે. તે પછી રા તના આ ત્રણ ફકીરોએ, હમારો દરવાજો ઠોકયો; કે હમારા ઘરમાં રહી, એક રાત કાઢે. તેવો ઉપર હમે દયા કરી, તેવોનને ઘરમાં લીધા; અને પોતાની સાથે જમાડી દારૂ પાયો. એટલુંજ નહી પણ, તેવોની સાંભે બેસી, ગાયું અને બજાવ્યું; તેઓએ પણ હમારી સાંભે, પોતાની ભાષામાં ગાતા બજાવતા હતા. તે વખતે અજાયેબ રીતે, એજ મહલામાં હમે હતા, તેટલામાં ત્રણ વેપારી મવસ્મલના, અત્તિશે આબરૂ ભરેલા દેખાતા હતા; તેવો હમારા દરવાજે આવ્યા, અને ફકીરોની રીતે, રાતના રેહેવાની અરજ કીધી; તેવોનું પણ હમોએ કબુલ કીધું. એટલુંજ નહી પણ, હમારી સભામાં સામેલ કીધા. તેવો સર્વેએ હમારૂ ખાઈ પીને, પોતાની કબુલાત ટોડી, બેઈમાન થયા; તેથી હમોને ઘણી દીલગીરી ઉપજી; તે વખતે હમારામાં એટલી સામર્થ હતી કે, જેવી રીતે હમો કરવા ચહાતે, તેવી રીતે સજા કરી શકતે; પણ તેની બુરાઈ ઉપર ન જોતા, હમે ભલાઈ કરવાને સજા ન કરી. તેવોને હમે કહયું કે, અહિં આવવાનો દરેકે, પોતાનો ખુલાસો કરવો. તેવોએ જયારે પોતાની બીના, કહી સંભલાવી, એટલે સર્વેને છોડી, અપરાધ તેનો ક્ષમા કીધો.

હારૂન રશીદે નવાઈ જેવો, ખુલાસો સાંભલી, અત્તિશે અજાયેબ થયો. જયારે રાજાની ખાત્રી થઇ કે, સર્વે ઘણા દુ:ખીછે; માટે ત્રણે રાજકુંવરો ફકીર બન્યા, તે ઉપર થોડો ઘણો ઉપકાર, થાય તેમ કરૂં. તે પછી તણે વિચારયું કે, પેલી ત્રણે ખુબ સુરત, બેરીવો ઘણી વિનાનીછે; તે ત્રણે ફકીરો સાથે, લગન કરી આપુ. થોડીવારે જોબદા

ને, રાજાએ પુછયું કે, એ સુંદરી પેલી અપછરાનો; ખુલાસો તને ક ઈ યાદછે કે; જે પ્રથમ સર્પ રૂપે નજરે પડી, અને તે પછી અપ છરા બની; તેણે કઈ કહયુંછે કે, કેટલી મુદ્દત સુધી, તમારી બેહેનો કુત્રી ના રૂપે રેહેશે. જેબદાએ જવાબ આપ્યો કે, પ્રથમ આપનામદારને, કે હેવા હું ભૂલી ગઈ, તેણે જતી વખતે થોડાક વાળ, મને આપી કહ યુંછે કે, જયારે મને બોલાવવા તમે ચાહો, ત્યારે એકવાળને અગ્નિ ઉ પર મુકી બાલજો, એટલે જયા અહિસ ત્યાથી, તુર્ત હું આવીશ. અ ગરજો કાફ પહાડની, પેલી તરફ હોઈશ તોપણ, તારી પાસે આ વીશ. રાજાએ ફરી કહયું કે, તે વાળ કહિંછે. જેબદાએ જવાબ આપ્યો કે, તે હમેશા પાસે સંભાળથી હું રાખુ છઉ. તેજ વખતે પોતા ના, માથાના વાળ છોડી, તેમાંથી ગુચલું કાઢી, રાજાની સાંમે મુકયું. રાજાએ હસીને કહયું, એ પરી હું ચાહુચ કે, તે અપછરાને તમે આ સભામાં બોલાવો કે, તેની ખુબસુરતી અને બુધ્ધિ હું જોવું. જે બદાએ કહયું કે, ઘણું સારૂ હમણા બોલાવુંચ, તેજ વખતે વાળની ગુ ચલીને, એકેદમ અગ્નિમાં મુકી; ધૂણી કીધી. તેનો ધુવાડો થતાજ, રા જ મેહેલ ધૂજવા લાગ્યો. તે સાથે રાજા અને, તેનું સિહાસન તથા સભાસદોને ધ્રૂજારો થતાજ, ભભકદાર પોશાકે, અપછરા પ્રગટ થઇ.

નીલમ પરીનો દોહરો.

સભામે આમદે નીલમ પરીહૈ, સરાસર બહ ન જાકતસે ભરીહૈ.
સિતારોંકી ઝપક જાતીહૈ આંખે; બહ ઉસ્કે બરમેંમલ બૂસે જરીહૈ.
ગજબ ગાનાહૈ ઔર ઉસ્કા ચમકના; કભી જોહરહ કભી બહ મુશતરીહૈ.
ખિજાલતસે ન કયોં નીલીહો સોસન; કિનાકુમાસે ઉસ્કો હમસરીહૈ.
ન દેખા હોગા નાજ એસા કીસીને; બલાહૈ સહર હે જાદૂગરીહૈ.
તમામ ઉસ્કેહૈ આજા શોળયેનૂર; શરારત કૂટકર ઉસમે ભરીહૈ.
જમીપર વહ પરી આતીહૈ ઉસ્તાદ; જવાહિરસે જો રંગતમેં ખરીહૈ.

તે પછી રાજાને તેણે કહયું કે; આપ નામદારનો જે હુકમ, હો ય તે ફરમાવો; બજાવવાને હું તૈયાર છઉં. તેની અગાઉ એટલું માગુ ચ કે, આ જોબદાએ શંકટની વખતે, ઘણી મદત મને કરીછે, એટલુંજ નહી પણ મહારો જીવ, તેણે બંચાવ્યો; તેથી એનો મોટો ઉપકાર મા નુચ; અને તેનો બદલો વાળવાને, જયારે મને વિચાર થયો, તે વખતે સુજ પડયું કે, તેની બેહેનોએ તેની સાથે, જે બુરાઈ કરી હતી; તે બેહુંને કુત્રી બનાવીછે. હવે આપની મરજી હોયતો, તેવોને અસલ રૂપે ફરી બનાવું. પરીના તેટલા વચન, રાજાએ સાંભળી ઘણો જ, ખુશી થયો કે એ ચમત્કાર, નજરે જોવો જોઇએ; તેથી તેને ક હયું કે, મહારી સાંમે ફરી એ બેહુંને, અસલ રૂપે બનાવે તો, જે મા ગે તે હું આપું. તે સાથે મોટો ઉપકાર માનીસ, હવે પોતાના ગુનાહ ની, સજા તેને મળી ચુકી.

નિલમ પરીનો ગજલ.

ગાલીહુંમે ઔર નાચ સદા કામ હૈમેરા, આ ફાકમેં નિલમપરી નામહૈ મેરા;
ફંદેસે મેરે કોઇ નિકલને નહીં પાતા, ઇસગુલશને આલમમેં બિછાદામ હૈમેરા;
મેં લાખકી દોલાખકી પરવા નહીં રખ્તી, કારૂંકા ખજાના અજીઇનઆમ હે મેરા;
કહેતેહેં જહાંમેં જીસ્સે ઇન્સાન ગુલોસમ્બુંલ, વહ રૂખહે વહ ગેસૂહ સિ યહ ફામ હૈમેરા;
બદ મસ્ત મુઝે દેખ કેહેતેહે ખુદાઇ, મામૂર ગયે હુસ્નસે કયા જામ હે મેરા;
કરતીહું દિલો જાનસે રાજાકી પરસ્તિશ, કહેતેહૈ જીસ્સે કુફ્રવહ ઇસલામહૈ મેરા;
અલ્લાહને બક્ષાહે મુઝે રૂતબેઆલી, ગરદૂંજીસે સમ કહેતેહૈં વહબામહૈ મેરા;
ઇન્સાંકા શરારીસે મેરેબસ નહીં ચલતા, દિલલેકે મુકરજાના સદા કામહૈ મેરા;
ઉસ્તાદકો દેતી હું દુઆયેં દિલોં જાંસે, યેકામ જહાંમેં સહેર વ શાગહૈ મેરા.

ઉપલો ગઝલ પરીનો સાંભળી, રાજા ખૂશ થયો ત્યારે બોલ્યો કે, એટલી ઉમેદ આપની પાસે બીજી રાખુચ કે, અગાઉ એક માણસે પોતાની બૈરી ઉપર, મોટો અન્યાય કરી એટલીતો તેને મારી કે, તેની છાતી અને ભૂજાએ, મારખાંધાના કાળા ચાઠા પડેલાછે. તે ઉપરાંત તેના આગલા ધણીનો, મેહેલ ઓદાવી જમીન બરોબર કીધો; અને તેની સર્વે માલ મીલકત પોતે લીધી. તે સમાચાર સાંભળી, મને ઘણી દીલગીરી ઉપજેછે કે, મહારા રાજમાં એવો કોણ બરજાતછે કે, એવો મોટો ગુનોહ કરવાનું તેને કારણ થયું. જમીન આસ્માનના, આપનામદાર માહીતગારછો; માટે તે વિશે જરૂર જાણતા હશો. ? તે વખતે પરીએ જવાબ આપ્યો કે, પ્રથમ પેલી બેહું કુત્રીવોને, અસલ રૂપે બનાવુછું; તે પછી એ બૈરીને એવી રીતે કરીશ કે, ફરી કઈ પણ જખમની નિશાન ન જણાય. તે ગુનેહગારનું નામ સાંભળવું હોયતો, તે પણ બતાવીશ. રાજાએ તુર્ત પેલી કુત્રીવોને, જેબદાને ઘેરથી મંગાવી, પરીની સાંમે ઉભી કીધી. પરીએ પાણી ભરેલું વાશણ મંગાવી, તે ઉપર કઇક શબ્દો ભણી કે, જેની સમજ કોઇને ન પડી. પરીએ મંત્રેલું પાણી અમીના, અને બેહું કુત્રીવો ઉપર છાટયું, તેટલે બેહું કુત્રીવો તુર્ત, પોતાના અસલ રૂપે, અતિ ખૂબસુરત બૈરીવો થઇ ઉભી. તે વખતે ઉઘાડા તેના શરીરે, લજવાઈ બેસી ગઈ; એટલે સર્વે રાજ સભા પ્રભાગરમાં પડી, તેટલામાં ખીજમતગારો દોડી, તેવોના ઉપર આદર ફેકી એટલે, રાજાએ પોશાક મંગાવી પેહરવાને આપ્યો. અમીના ઉપર મંત્રેલું પાણી, પડતાજ તેની છાતી અને હાથ ઉપરથી, સર્મે કાળા ચાઠા નિકળી જઇ, આરસી જેવી તેટલી જગ્યા સફાઇદાર થઈ. તે વખતે નિલમ પરીનો, મોટો ચમત્કાર જોઈ, રાજસભાના સર્વે અમીર ઉમરાવે, મોટો ઉપકાર માન્યો. તે પછી પેલી અપછરાએ કહ્યું કે, ઓ રાજા ધીરાજ આ નોજુવાન, બૈરીના ધણીનું નામ કે, જેણે એને મારી હતી, તે આપનામદારનો ઘણો

પ્યારોછે; તેનો ગુનોહ માફ કરવાને હું અરજ કરૂચ; કે તે ઘણોજ બુદ્ધિવાન અને ગરીબછે. રાજાએ તેનો ગુનોહ, માફ કરવાની કબુલાત આપી; ત્યારે તેણે કહયું કે, આપનામદારનો, જુવાની ભરેલો તે છોકરોછે. આ બેરીની ખૂબસુરતી, અને આવભાવ સાંભળી, તે મોહી પડયો હતો; ત્યારે તેને લગનના સહાજન, બાને પોતાના ઘરમાં બોલાવી, સર્વે બંદો બસ્ત કરી; તેની સાથે પોતે લગન કીધા. કેટલેક દિવસે જુઠી વાતો, ફેરવી ફેરવીને તેણે કાબાથી માર બાધો; તેમાં બેહું બેગુનાહછે. કોઈ રીતે નરસુ કામ કે પાપ, એણે જાણી જોઈ કીધું નથી; ફકત ડોસીના સમજાવવાથી, અથવા પેસાના લોભે કે, તરેહવાર કાપડના રંગ, ઉપર મોહી પડવાથી, બેવકુફીએ જખમ થયા. તે કબુદ્ધિ છુપાવવાને, એકજ વાત કેટલીક વખત, ઊલટ પાલટ બોટી કેહેવાથી, તેના ધણીને વેહેમ આવ્યો; તેથી મારખાવાનું કારણ થયું. જેટલું આપનામદારને, મેં જાહેર કીધું તેટલું ખરૂંછે. એટલું કેહેતાજ તે અપછરા ગુમ થઈ ગઈ. રાજા હારૂનરશીદે સર્વે ખુલાસો, સાંભળી અતિશે અજાયેબ થયો; અને પોતાના રાજકુંવર, અમીનને કહી મોકલ્યું કે, અમીના સાથે છાના, થયેલા લગનનો અને તેની છાતી ઉપર, કાળા ચાઠા પડવાનો ખુલાસો, કેટલાકોથી સાંભળ્યોછે. રાજકુંવરે પોતાના બાપનો, સંદેસો સાંભળી લજવાયો; અને તેની બીહીકથી ધુજવા લાગ્યો; એટલે રાજાની સાંભે સભામાં, તે આવી ન શકયો. તે પછી રાજાએ તેને કેહેવડાવ્યું કે, આ રૂપવાન તારી બેરી કે, જે ઘણીજ પતિવ્રતા અને, સુભ આચરણનીછે; તેને લઈ જઈ પોતાના મેહેલમાં, આબરૂ ઈજતથી રાખ; તેટલો હુંકમ રાજાનો સાંભળી, અમીનાને મોટી આબરૂથી, રાજકુંવર પોતાને ઘેર લઈ ગયો; અને હમેશા મોહબતથી બેહું રેહેવા લાગ્યા. આસમાનના શિતારા જેવી, જે બદાની ખુબસુરતી ચમકતી જોઈ, તે ઉપર હારૂન રશીદ મોહી પડયો;

તેથી તેની સાથે પોતે લગન કીધા; ત્યારે એક સારી, અને કુત્રીનું રૂપ બદલી, બેહું બેહેનો બાકી હતી; તેના ત્રણે ફકીરો સાથે, લગન કરી આપ્યા; તેવો સર્વે એ રાજાનો ઠરાવ, ખુશી સાથે કબુલ રાખ્યો. તે પછી હારૂન રશીદે, દરેક માટે શેહેરમાં ઉત્તમ, મેહેલો બનાવી આપ્યા; અને પોતાના રાજમાં મોટા, અધિકારી તેવોને બનાવ્યાં. તેવો સર્વે આનંદ પૂર્વક, ત્યાહ રહી આખી ઉમ્મર ગુજારી.

---

## સિન્દબાદ વહાણ વટીની વાત.

રાણી શેહરજાદીએ, જ્યારે શાહારીયાર બાદશાહાને, ત્રણ ફકીરોની વાત કહી સંભળાવી; ત્યારે તે ઘણો ખુશી થયો. તે પછી તેણે કહયું કે, વખાણાયલા હારૂન રસીદના રાજમાં, હિન્દ બાદનામે મજુર, દલીદ્ર અવસ્થામાં એક રેહેતો હતો. તે હમેશા મજુરી કરી, પોતાના કુટુંબનું ગુજરાણ કરતો; તેવી રીતે કેટલાક વરશ વહી ગયા; એક દિવસે ગ્રીષ્મ રૂતુંના ચૈતર વૈસાખમાં, ભભૂકા જેવો તડકો પડતો હતો; તે વખતે મોટો બોજો ઉપાડી, તે શેહેરના એક છેડાથી, બીજે છેડે લઇ જતો હતો. ત્યાથી ઘણું લાંબે જતા, એવોતો થાક તેને લાગ્યો કે, એક ડગલું આગળ વધી ન શકતો. તેટલે એક ચોતરો તેની નજરે પડયો; ત્યાહ જોયુતો જમીન ઉપર, ગુલાબનું પાણી છાંટેલું હતું. તે સાથે ઠંડા પવનની લેહેરી ચાલતી હતી. તેના ખાંચામાં પોતાનો બોજો ઉતારયો; અને આગળ પાછળ જોતા, એક તરફ ઘણો મોટો મેહેલ દીઠો; તેમાંથી અનેક તરેહના અંત્તરની, સુગંધ બેહેકતી હતી; તેની સાંભે બેઠો. થોડી પળ ગઇ કે ન ગઈ, તેટલાંમાં એક બાજુએથી, ઘણોજ સુશવર રાગ. અને ઉત્તમ પ્રકારે, વાજીંત્રો સાંભળ્યા. બીજી

તરફથી બુલબુલ ઇત્યાદિક, તરેહ તરેહના રંગી બેરંગી, પક્ષીઓ કે ત્યાંની ઉપજના, પોતાની મિઠ્ઠી ભાષા, સંભળાવતા હતા. તે ઉપરાંત અનેક પ્રકારના, સુગંધી ભરેલા અને સ્વાદીષ્ટ, પકવાનોની સુગંધ બે હેકી નિકળતી હતી. જેથી મેં જાણ્યું કે અહિં, જમણવાર હશે ? તે વખતે વિચાર કીધો કે, અહિંનો ખુલાસો સર્વે જાણું; કે આ મેહેલનો માલેક કોણછે: અને કહયો શ્રીમંત રેહેછે. તે દિવસની આગાઉ તહિં, કોઈ વખતે તે ગયો ન હતો; કે તે માલેકને ઓળખે, તેણે થોડી પળ વિસામો લીધો, તેટલામાં ત્યાંના કેટલાક, શીપાઇ ભભકદાર પોશાકે, દરવાજે આવી ઉભા. તેની પાસે જઇ મજૂરે પુછયું કે, આ બગીચો અને મેહેલનો માલેક કોણછે. તેવોએ જવાબ આપ્યો કે, વાહવા અજાયેબ જેવું છે કે, તું બગદાદનો રેહેવાસી હોવા છતા, એટલું જાણતો નથી કે; આ સિન્દબાદનો બગીચો અને મેહેલછે. તેણે ઘણીક સફરો કરીછે, માટે તેનું વહાણ વટી પ્રખ્યાત નામછે. તે સાથે લાખો કરોડોની, દોલત તેને પરમેશ્વરે આપીછે. હેલકરીએ તેટલું તેનું સાંભળી, પોતાના મનમાં ઘણોજ ફુલાયો, અને આકાશ તરફ જોઇ, મોટા અવાજે તે બોલ્યો કે, દુનીયાના પેદા કરનાર, ઓ સમર્થ ઇશ્વર; આ સિન્દબાદ અને હું હિન્દબાદ; હમો બેહુમાં કેટલો ફેરછે. હું આખો દિવસ કેટલી મેહનત કરી, પોતાનું અને બૈરી છોકરાનું, મોટી મૂશકેલીથી પેટ ભરૂં છઉં; અને સિન્દબાદ તો મોટા દમામથી, અમન ચમન ઉડાવેછે. તેણે શુ કામ્ એવું કીધુ કે, જેથી માલે તૂઆર બન્યો; અને કહયા પાપ મેં કીધા કે, જેથી દલીદ્ર અવસ્થાનું કારણ થયું. એવી રીતે બડબડાત કર્તો, અને પોતાનો પગ, ભોયે પછાડતો ઉભો; તેવી રીતે બકવા કરીને જયારે તે ઠાકયો; ત્યારે પોતાનું માથું હલાવી, અભાગ ઉપર દલગીર થતો બેઠો. તે ચમત્કાર સિન્દબાદે, અને તેના સોબતીએ જોઈ, એક સીપાઇને તેની પાસે મોકલ્યો; તે સીપાઇ આવતાજ, હિન્દબા

દનો હાથ પકડી કહયું કે, મારો શેઠ સિન્દબાદ તનેં બોલાવેછે. તે વ ખતે હિન્દબાદ તો, ધબસઈને પુજવા લાગ્યો કે, એમાંથી એવું ન બને કે, મહારી અદેખાઈ સાંભળી, તે ગુસ્સે થયો હશે. ? તેથી મજૂરતો ત હિંજ અટકીને ઉભો, અને સીપાઈને કેહેવા લાગ્યો કે, મહારો બોઝો અહિં પડેલોછે; તે છોડી પારકા ઘરમાં, શ્યા માટે હું આવું. તે વખતે સીપાઈએ, ધીરજ તેને આપી કે, તું ધબસ નહી, તારા બોઝા વિશે; ભરોસો રાખ; તેની સંભાળ હમે રાખશુ. તેવી રીતે વાદ વિવાદ ક ર્યો; મજૂરનો ઉપાય ન ચાલ્યો, ત્યારે સીપાઈની સાથે, મોટા દીવાનખા નામાં તે ગયો; કે જહા ઘણાક માણસો જમતા હતા. ત્યાહ જઈ જોએ અતો, અનેક પ્રકારના ઉત્તમમાં ઉત્તમ, ભોજન પીરસેલું હતું; અને તે સર્વે માણસોની વચ્ચે, અત્તિશે વૃદ્ધ એક ઉમરાવ, ખુબસુરત ચેહેરાનો, કે જેની સફેદ દાડી, છાતી સુધી ઝુલતી હતી. તે જ્યાહ બેઠો હતો, તે ની પાછળ ઘણાક, ખીજમતગારો અદબથી, ઉભા હતા. એટલી મો ટી સભા અને સીપાઈ, ખીજમતગારો તથા અનેક વસ્તું જોઈ, મજૂ ર ઘણો નમી નમીને, સલામો સિંદબાદને, કરવા લાગ્યો. તે મજૂર ચીંથરે હાલ, અને દાઢ ખાંડી મેલ ભરેલો, પોશાકની દરકાર ન કર્તો, તેની સલામનો ઘણી, નમંતાઈથી સિંદબાદે, જવાબ આપીને પોતાની પાસે, ડાબી બાજુએ તેને બેસાડયો; અને ઉત્તમમાં ઉત્તમ ખાવાનું, પો તાના હાથે ઉપાડી, તેની સાંમે મુકયું; અને ઘણોજ સરશ દારૂ કે, ત્યા ઘણા સીશા ભરેલા હતા; તેમાંથી પીવાડયો. જ્યારે સભાના સર્વે મા ણસો; ખાઈ પીને તૈયાર થયા; ત્યારે સિન્દબાદે આરબી ભાષામાં, દો સ્તીની રીતે હિન્દબાદને પુછયું કે, તમારૂં ઉપનામ શુ કહેછે. તે મજૂરે કહયું કે, મહારૂ નામ હિંદબાદછે. તે વખતે સિંદબાદે હસીને કહયું કે, આ સભાના સર્વે ગ્રહસ્થો, તમોને જોઈ ઘણાજ ખુશ થયા. હવે ઉમેદ એટલી રાખેચ્ય કે, તમે મોહોડેથી પેલી વાત કે, જે તમે આગાઉ ગલીમાં,

બોલતા હતા; તે બીના આ સભામાં, ફરી કહી સંભળાવો. તેવાને એટલી ઉમેદછે કે, તેટલા શબ્દો તમારે મોઢેથી, પાછા સાંભળે; માટે જમવા બોલાવ્યા હતા. સિંદબાદના તેટલા શબ્દો, સાંભળતાજ હિંદબાદ તો, જાણે જમાનમાં ગરક, થઇ જતો હોય; તેવો લજવાઇ, જવાબ આપ્યો કે, તે વખતે બોઝાના ભારે, અત્તિશે હું કંટાળેલો હતો; તેથી સુધ્ધિમાં ન હોઇસ; બેસુધ્ધિમાં જે શબ્દો, મહારા મોહોડામાંથી, નહી ધારેલા નિકળી ગયા હશે? તેટલા શબ્દો ફરી બોલવાને, આ સભામાં મહારી મશકેરી ભરેલુંછે. હવે અરજ કરૂચ કે, મહારા બેદવાજબી, પણાને માફ કરો. સિંદબાદે કહયું કે, આ સભા અન્યાય કરનારી નથી કે, તે શબ્દોથી કોઇ પ્રકારે, તમોને નુકસાન થાય. તમારી અદેખાઇના ગુનાહની સજા, કરવાને બદલે તમારૂં રૂપ રંગ, અને સલુકાઇ જોઇ, મને ઘણી દયા ઉપજેછે; તેથી કઇ બીજીજ મને સુજ પડેછે; તમે જાણોચ કે વગર મેહનતે, ધન દોલત મળતી નથી; તે વખતે હિંદબાદે, હાથ જોડી કહયું કે, ઓ નામદાર બુઝરગ આખો દિવસ, બોઝા ઉપાડી ઉપાડી હું મરૂં છઉ; તેવી રીતે મહારી ઉમ્મર ખલાસ થવા આવી; તે છતા મને હરામ ખાવું કે, આલસુ આપ જાણોચ? હમણા હુકમ હોયતો, આ મેહેલનો સર્વે સામાન ઉપાડું; અગર કહોતો વાસણ સાફ કરૂ; નહીતો ઝાડું કાઢું; તે ઉપરાંત જે ફરમાવો તે કરૂં. સિંદબાદે કહયું, મજુરને મજુરી મળે; ચાકરીવાલાને પગાર; પણ મહારી બિનાતો જુદીજછે. તે કામમાં ઘણી વિપત્તિ, અને આખી દુનીયાના, દુઃખ મેં ભોગવ્યા; ત્યારે આ પદવી મને પરમેશ્વરે બક્ષી; તે ઉપરાંત સર્વે સભાને કહુંચ કે, કેટલાક વરસો સુધી, અદભૂત હાલ મહારા થયાછે; તે સાંભળી ઘણા અજાયેબ થશો. સાત મુસાફરી દોલત મેળવવા મેં કીધી; અને દરેક સફરમાં મોટા મોટા દુઃખ, અને આપદા મેં ભોગવીછે; તે સાંભળોતો જાહેર કરૂં. તે પછી પોતાના ચાકરોને, તેણે કહયું કે, હિંદ

બાદનો બોઝો, નિચે ગલીમાં પડેલોછે; તે ઉપડાવી જ્યાહ એ કેહે, ત્યાહ પોહોચાડી આપો. તેટલો હુંકમ થતાજ, ચાકરો દોડયા અને હિંદબાદે, કહેલે ઠેકાણે પોચાડી આવ્યા. તે વખતે સિંદબાદે પોતાની, પેહેલી સફરનું, વર્ણન શરૂ કીધું.

---

## સિંદબાદ વહાણવટીની પેહેલી મુસાફરી.

———:o:———

તેણે કહયું કે જુવાનીના તોરે, અમન ચમન અને દોસ્ત આશનાવ, ઈત્યાદિક બદચાલે મહારા બાપની, ધન દોલત ઉડાવી નાખી. પોતાની કબુધ્ધિના આચર્ણની, જ્યારે સમજ પડી ત્યારે અતિશે લજવાયો; અને મોટી દોલત ખરાબ કરવાનો, ઘણો પસ્તાવો કરવા લાગ્યો. જ્યારે ધન દોલત જતી રહી, ત્યારે દોસ્ત આશનાવ, અને માશુકોએ જુતી પેજાર, મને કરી બેવકુફ ઠરાવ્યો. તે વખતે જ્યાહ મહારૂં દુઃખ કેહેવા જતો; ત્યાહ મને દીવાનો સમજી, ધકકો તેવો મારતાં. ત્યારે વડાવાની શિખામણ, મહારી છાતીમાં કોરાવા લાગી. તે અફસોસમાં.

રેખતો.

આ હમેં છીશે દર ગુજરા; દેલ ન પર આશકીશે દર ગુજરા. આ.
કેહકે દશત બોશે દો લગે દેને; જાઓ બશમેં શર્મીશે દર ગુજરા. આ.
જખમ પૈ જખમ મતલગા અયે ચરખ; મેં તેરી ઈશ હંશીસે દરગુજરા. આ.
હો ગયે તુમતો મેરે દુશમને જાન; એૈશી મેં દોસ્તીસે દર ગુજરા. આ.
ઉશકા ખત મુજુ મરીજે એશકકુદો; નુસખાયે બુઅલીશે દરગુજરા. આ.
દે મુજે યઆ રબ ઉશ જહાંકા ગંમ; ઈશ જહાંકી ખુશીશે દરગુજરા. આ.
કહે દીયા યારકુ નવાદહે બેલાફ; મેં તેરી રાશતીસે દરગુજરા. આ.
ઉશ નેકી નેકીઓ પૈ અયે મારૂંફ; તુંને આપની બદીશે દરગુજરા. આ.

જ્યારે ઘણીજ દીલગીરી ઉપજી, ત્યારે વિચાર કીધો કે, આ શેહેરમાં બાપ દાદાની દોલત ઉપર, મોજ મઝા મેં કીધી, અને અમીરી પોશાક પેહેરી ફરયો, તેવી જાહો ઝલાલી જ્યાહ ભોગવી. તેજ શેહેરમાં દલીદ્ર અવસ્થામાં, ફાટા તુંટા કપડે અને ઉઘાડે પગે, ફરવાથી મરવું ભલું. તેવી રીતે રાત દિવસ ચિંતા કર્તો હતો; અને પોતાની હાલત તપાસતો કે, મ્હારા બાપની શીખામણ સાંભળી હોતતો; આ આફત શ્યા માટે આવી પડતે. સર્વે ધન દોલત જતા પોશાક, અને થોડી પુજી તથા સંસારી સામાન, જ્યારે મ્હારી પાસે બાકી રહયો; તેટલું એકઠું કરી વેચ્યું; ત્યારે એકસો મોહોર ઉપજી. તેટલી રકમ હાથમાં આવતાજ, આગલા દોસ્તો પાછા આવી મળ્યા; પણ પ્રથમ સારી રીતે, મને અનુભવ મળ્યો હતો; માટે તે રકમમાંથી, એક કોડી પણ ખરચ ન કર્તો; મ્હારા બાપના મિત્રો, જે દરીઆઇ વેપારી હતા; તેની પાસે જઇ પોતાનો હેવાલ કહયો; કે ફકત એકસો મોહોરો બાકી રહીછે; તેથી દરીઆઇ વેપારની મદત મને કરો. તેવોએ સારી સલાહ મને બતાવી, એટલે સફર લાયેક માલની ખરીદી તુર્ત કરી; તે સર્વે એવા ઠેકાણે લઇ ગયો; કે જ્યાહથી બીજા વેપારીનો, સામાન ચઢતો હતો; તેમજ તેનું ભાડું ઠરાવી, તેજ વહાણમાં મ્હારો પણ માલ ભરયો. જ્યારે ત્યાહથી વહાણે લંગર ઉપાડયું, અને પારસ નદીની ડાબે, અરબસ્તાન જમણે, તથા ફારસ દેશનું, હિંદુસ્થાન પૂર્વે રહયું. તે નદી આસરે સિતેર મૈલ પોહોળી, અને હડી હજાર મૈલ લાંબી હતી. પૂર્વ તથા ખારી નદીની, બીજી તરફ અબાસાન સાથે તે મળેલી હતી. વહાણ ત્યાથી રસ્તે ચાલતા, ઉંચે નિચે થતા કેટલાક દિવસો સુધી, સમુદ્ર લાગવાના રોગથી, હું આજારી પડેલો હતો; તે પછી સાજો થયો. તેટલામાં કેટલાક ટાપુવો, અને શેહરોમાં હમે ઉતરયા, અને પોત પોતાનો માલ, જગ્યા જગ્યાએ વેચતા, તેને બદલે બીજો લેતા. એવી રીતે અદલી બદલી કર્તા. તેવી રીતે કેટલાક ગણીના

વહી ગયા. એક દિવસે તે વહાણ, સર્વે સઢો ચઢાવી,*ઝપાટાથી જતું હ તું; તેટલે એકાએક પાણીની વચ્ચે, લીલા રંગે ઘણોજ મોટો, અને સોભાવાન ટાપુ નજરે પડયો; કે તે જોતાજ સર્વેની ઉમેદ થઈ કે, ઝવેરાંત અથવા પાનાની ખાણતો એ ન હશે ? વહાણના નાખુદાએ તે ટાપુ જોઈ, ખલાસીવોને હુકમ કીધો કે; સર્વે સઢો ઉતારી નાખો; અને ઉતારૂંવોને હુકમ કીધો કે, જેની મરજી હોય, તેણે આ ટાપુ ઉપર જવું. તેટલે કેટલાક વેપારી અને હું, તે વહાણમાં બેઠા બેઠા જે ટલા ઓકતા હતા. તેવો ટાપુ જોતાજ રાજી થયા; અને પોત પો તાનો રસોઈનો સામાન લઈ, ઉતરી પડયા. તે ટાપુ ઉપર જ્યારે ઉતર યા, અને રસોઈ કરવાને ચુલા સલગાવ્યા. તે વખતે આસ્તે આસ્તે, તે હલતું હોય; તેવું વહાણના ખલાસીવોએ જોયું, તેથી હમોને પાછા બો લાવ્યા; કે તમે તૂર્ત વહાણે ચઢી આવો; તેનો જવાબ હમે આપીએચ, તેટલેતો પોકાર થયો કે, હવે જે કોઈ બોટી રહેશે, તે સર્વે ડુબી મરશે. કેમકે જેને આપણે ટાપુ સમજતા હતા, તે ટાપુ નથી પણ મોટું માછલું છે. તેટલું સાંભળતા હમે ઘણાજ દીલગીર થયા; તે વખતે જે ચતુર અને ચંચળ હતા, તેવો ફલાંગો અને કુદકા મારી; વહાણે તૂર્ત ચઢી ગયા; અને કેટલાકતો પાણીમાં, તરી તરીને ચઢી બેઠા; પણ માઠા ભાયેમે હું એખલો, તેની પીઠ ઉપર રહી ગયો. તે એટલા સુધી રહયો કે, તે માછલી ડુંબકી મારી, પાણીમાં ચાલી ગઈ; તે વખતે રસોઈનો સામાન, અને વાસણ ડુંબી જવા લાગ્યા; તેને પકડતા લાકડાની બારી, કે જે રસોઈ કરવા સાથે હું લાવ્યો હતો; તે હાથમાં આવી ગઈ; તેના આ ધારે તરવા લાગ્યો. તેટલામાંતો વહાણના નાખુદાએ જોયું કે, તે માછ ળી વહાણની નિચે, ભરાસેતો તેને ઊંધુ વાળશે; માટે વહાણનું લંગર, ત્યાહથી તૂર્ત ઉપાડી, ચાલતું થયું. આખો દિવસ અને રાત, અથાગ પાણીમાં તરયો; બીજા દિવસે સવારના હું થાકી ગયો, અને હાથે પગે નબળો થયો; ત્યારે ધારયું કે હવે ડુંબી મરૂં; તે વખતે છયો.

જીવતો પામે રાજ્ય, જીવતો પરણે નારી;
જીવતો બેસે અશ્વ, થાય જીવતો વેપારી;
જીવતો માંડે જગ્ન, સૂક્ષ્મ રતિ જીવતો સાહે,
જીવતો પહેરે નંગ, જીવતો લાણાં લાહે;
વહાલાંનો હોય વિજોગીએ, તે સંજોગી થાયછે;
પણ મુઆ કોઈ દેખે નહી, શામળ ભટ ગુણ ગાયછે.

જ્યારે જીવતાને સર્વે મળે; એવી ખાત્રી થવાથી, આંખો મિંચી પરમેશ્વરની સ્તુતી કીધી; એટલે એકાએક એવોતો, જોરથી મોજો આવ્યો કે, તેણે ધસડી અને ઉપાડી, કેટલાક ગાઉને છેટે, કીનારે ફેંકી દીધો; પણ તેનો ધક્કો ઢગતો, અને ઉંચા પથરાએ, બાંધેલો હતો; તેથી મેં જાણ્યું કે તેની સાથે, અફળાવાથી તૂર્ત હું મરી જઇશ; તેથી વચ્ચે એક ઝાડના, થડને ઝડપથી પકડી; મોટી મેહનતે સુકકી, જગ્યાએ જઈ પોહોતો. તેટલેતો મહારૂ શરીર લાકડા જેવું, અને મર્ણ તોલ થઇ પડયું. તે જગ્યાએ એટલા સુંધી પડી રહયો કે, કેટલાક દિવસે સૂરજના તાપે, અને અત્તિશે ભૂખે શરીરમાં ગરમી આવી; ત્યારે ફળ ઇત્યાદીક સોધવાને, ઘુંટણ ઘસીને ચાલવા લાગ્યો. થોડેક દૂર જતા સારા નસીબે, ફળ ભરેલો બાગ નજરે પડયો. ત્યાહ જઈ જોયું ચતો, સેંકડો ઝાડો ઉપર હજારો, મીઠઠા ફળો લટકી રહેલાછે. તે ટોડી પેટ ભરી ખાધા, અને ત્યાના તલાવે જઈ, પાણી પીધું. કેટલીક ઘડીએ ચાલવાની, શક્તિ મને આવી; ત્યારે તેજ ટાપુમાં, અહિં તહિં ફરવા લાગ્યો; શેવટે કેટલેક દૂર ચાલતા, ઘોડા ચરતા જોયા; ત્યારે તે તરફ ચાલ્યો, પણ તે વિશે હું જાણતો ન હતો કે, તેમાથી સારૂં કે નરસું, પરીણામ થશે. ત્યાહ જઈ જોયું ચતો, ઘણીજ ખૂબસુરત ઘોડી બાંધેલી છે. તેને જોઇ વિચાર કરવા લાગ્યો કે, એનો ધણી કોણ હશે. ? તેટલે ભોયરામાં બોલતા, માણસોનો અવાજ સાંભળ્યો; તેથી ઘણી ચિંતા

મને ઉપજી કે, લૂટારાવોનું રહેઠાણ, અહિં હોવું જોઇએ કે, આવતા જ
તા રહાદારીને કે, શેહેરો લૂટી અહિં, ભરાઇ બેસતા હશે. ? તેવો વિચા
ર મને સુજેથી, હાથ પગ ધ્રૂજવા લાગ્યા. તેટલામાં એક માણસ, ભો
યરામાંથી નિકળી, મહારી પાસે આવી ઉભો; અને પુછયું કે, તૂ કો
ણછે. ધ્રુજતા ધ્રુજતા મહારા દુ:ખનો, ખુલાસો તેને કહયો; તેટલું સાં
ભળી મને એંચી, ભોયરામાં કે જ્યાહથી, તે નિકળ્યો હતો; ત્યાહ લઇ
ગયો. જ્યારે હેઠાણમાં હું ગયો ત્યારે, ત્યાહ બેઠેલા માણસો, મને જો
ઇ અજાયેબ થયા; તેમજ તેને જોઇ હું પણ અચંબો પામ્યો." તેવો
જ્યારે ખાવા બેઠા, ત્યારે મને પણ થોડુંક આપ્યું તે ખાધું. પછી તે
વોને મેં પુછયું કે, તમે આ જંગલમાં શ્યા માટે બેઠાછો; અને અ
હિં રહી શુ ધંધો કરોછો. તેવોએ જવાબ આપ્યો કે, હમે ઘોડાના
રખેવાળ છએ; અહિંનો રાજા જે અધિપતિછે; તેનો એવો હુકમછે કે,
દરેક વર્ષે આ મોસમમાં, દરઆઇ ઘોડાનું વીર્ય લેવાને, પોતાની ઘોડી
વોને આ જગ્યાએ મોકલેછે. તે આ કીનારે ચરેછે; પણ જયારે દર
આઇ ઘોડો, તેનો સંગ કરેથી ઘોડીને ગર્ભ રહે, ત્યારે તેને મારી ના
ખવાની તે તજવીજ કરેછે; તેજ વખતે હમે સર્વે અહિંથી, નિકળી શો
ર બકોર કરીએચ; એટલે હમારા હોકારાથી, તે ઘોડો બીહીને, સમુદ્ર
માં નહાસી જાયછે; અને ઘોડી ગાભણી થવાથી, હમે સર્વે તેને
લઇ શેહરમાં, ચાલ્યા જઇએચ; જયારે તેને બચ્ચુ થાયછે; ત્યારે તેને
દરીઆઇ વછેડો કહેછે. તે વછેડો હમારા રાજાની, સવારી માટે ફક
ત રેહેછે. આવતી કાલે હમે સર્વે, શેહરની વસ્તી તરફ જશુ. તે વ
ખતે મેં કહયું કે, તમારી સાથે હું પણ આવીશ, કેમકે તેવોનું રેહેઠા
ણ ઘણું દૂર હતું, ત્યાહ સુધી એખલા જવું, ઘણુંજ બીકટ હતું. તે
વો મહારી સાથે, એવી વાતો કરતા હતા; તેટલામાં નદીમાંથી, ઘોડો
કીનારે નિકલ્યો; અને ઘોડીનો સંભોગ કરી, તેને મારી નાખવા, તજ

વિજ કર્તો હતો; તેટલામાં સર્વે માણસોનો, મોટો પોકાર ઉઠયો; તેટલે તો મોટા ઢોલનો, અને બુમા શોહોર તથા લાકડાના ઝપેટાનો અવાજ, એકાએક સાંભળી હું તો ચમકી ઉઠયો. એટલેતો ઘોડો નદીમાં, ડુબકી મારી ચાલતો થયો. બીજે દિવસે તેવો ઘોડાવાને લઇ, શેહેર તરફ સર્વે ચાલ્યા. તેની સાથે હું પણ શેહેરમાં ગયો. ત્યાહ ગયા પછી મહારાજાની દરબારમાં, તેવો મને લઇ ગયા. પરદેશી મને જોઇ રાજાએ પુછ્યું કે, તું કોણછે અને અહિં કેહેવી રીત આવ્યો: તે વખતે રાજ રીતે, જમીને ગુડણ ટેકી, પોતાનો સર્વે ખુલાસો તેને કહયો. સર્વે સાંભળી તે ઘણો દીલગીર થયો; અને પોતાના કારભારીવોને, હુકમ તેણે કીધો કે આ પરદેશીને, ખોરાકી પોશાકી આપી, સારી રીતે બારદાસ્ત રાખવી; કોઇ રીતે તેને દુઃખ ન પોહોચે; તેવો બંદોબસ્ત રાખવો. તેના હુકમ પ્રમાણે, ઘણા આનંદથી મને રાખ્યો. જયારે ખોરાકી પોશાકીની, આબદા મટી ત્યારે મોટા મોટા, વેપારીવોની સંગત રાખતો હતો; અને તે શેહેરમાં દરેક, મુસાફર આવતા, તેને બગદાદ શેહેરનો હેવાલ, એવી ઉમેદથી પુછતો કે, એવા માણસ સાથે, મને મેલાપ થાય કે, જેથી સેહેલાઇએ, પોતાના દેશ જઇ પોહોચું. જયાહ હું રેહેતો હતો, તે મહારાજાનું ઘણું મોટું, સોભીતું શેહેર હતું; અને દરરોજ દેશો દેશથી, વહાણો ત્યાહ આવતા; તેમાં ઘણું કરી હિંદુસ્થાનના હોય, તે લોકોને મળી ભેટી ખુશી થતો. તેવી રીતે દિવસ વહી જતા, કેટલાક મહિને બીજા દેશોના સરદારો; કે ત્યાના મહારાજાને, ખંડણી ભરવા આવેલા મને મળ્યા; તેવો સર્વે બગદાદના માહિતગારની, રીતે મને પુછતા; અને હું તેવોને પણ ત્યાની, અદભુત બીનાનો હેવાલ પૂછતો. તે મહારાજાના રાજમાં, સીલ નામે એક ટાપુ હતો. તે વિશે મેં સાંભળ્યુ કે, ત્યાથી ઢોલનો ગેબી અવાજ, રાત દિવસ સંભળાયછે. તે વિશે આવતા જતા વહાણોના, માણસો

થી માલમ પડયું કે, મુસલ્માનોમાં નાસ્તિક દર્જાલ નામે, માણસ આ ખર જમાનામાં, ત્યાહથી એક પેદા થશે, જયારે પ્રલય થવાનો, વખત થોડોક બાકી રેહેશે; ત્યારે તે કેહેશે કે; હુંજ પરમેશ્વર છઉ; અને તેની એક આંખ કાણી હશે ? તે પેદા થવા પછી, ઘદેડા ઉપર સવારી કરશે. તે ટાપુ જોવાને ઘણાક, માણસો જવા લાગ્યા; તેની સાથે હું પણ ત્યા ગયો; રસ્તે જતા એકથી બસેસો હાથ, લાંબી માછલીવો પાણીમાં, ઉછાલા મારતી મેં જોઇ, ત્યારે એવોતો અજાયેબ થતો કેમકે, તે એવીતો ચંચળ હતી કે, એક તબ્બલું પડવાના, અવાજે નાસી જતી. આગળ જતા બીજી માછલી, એવી જોઇ કે, તેનું મોડું ગરડ જેવું; અને લંબાણમાં એક હાથથી, વધારે ન હતી. તે ટાપુમાં જઇ પાછો મહારાજાના, શેહેરમાં આવી રહયો. એક દિવસે બંદર કીનારે હું ઉભો હતો, એટલામાં એક વહાણ, ત્યાહ આવી લંગર કીધું; એટલે નાખુદા અને સર્વે વેપારીઓ, પોત પોતાનો સામાનના ગાસડા, ઉપાડી શેહરમાં વેચવા, લઇ જતા જોયા; અને વહાણનો સર્વે સામાન, સાફ સુફ કરવા બહાર કાઢતા હતા. બાયેગજોગે એક ગાસડી ઉપર, મહારી નજર એકાએક પડીતો; તે ઉપર મહારૂં નામ લખેલું જોયું. તે વાંચીને વિચાર કીધો કે, તે એજ ગાસડીછે કે, જેને બસરેથી, વહાણે મેં ચઢાવી હતી. તે પછી નાખુદા પાસે હું ગયો, કે તે મને ડુબેલો જાણતો હતો; પણ હુંતો જીવતો હતો. થોડીવારે નાખુદાને મેં પુછયું કે, આ ગાસડીવો કોનીછે. તેણે જવાબ આપ્યો કે, બગદાદ શેહરનો રેહેવાસી, સિંદબાદ નામે એક વેપારી, હમારી સાથે વહાણમાં હતો; રસ્તે ચાલતા હમે એક ટાપુ પાસે ગયા, તો તે ઘણો મોટો સમજી, તે ઉપર કેટલાક ઉતારૂ અને વેપારી ઉતરયા; પાછળથી માલમ પડયું કે, તે મોટું માછલું પાણી ઉપર સુતેલું હતું. જયારે તે ઉપર અગ્નિ સળગાવી; તે વખતે ગર્મીથી તે પ્રથમ હીલવા લાગ્યું, જયારે કેક ઠેકાણે રસોઈ

ના પંચારે ચૂલા સળગ્યા, એટલે તે સમુદ્રમાં, ચાલ્યો ગયો. તે વખતે ઘણાક માણસો, તેની પીઠ ઉપર હતા; તેમાંથી કેટલાક હોડી મારફતે; અને કેટલાક તરીને આવી પોહોતા; પણ એક વેપારી કે જેનું નામ, સિંદબાદ હતું; તે વહાણ ઉપર ચઢી ન સક્યો; અને સમુદ્રમાં ડુંબી મુવો. આ ગાસડા તે વેપારીનાછે; તે વખતે મેં પુછયું કે, તેનો માલ કીનારે શ્યામાટે લાવ્યા. તેનો જવાબ નાખુદાએ, એવી રીતે આપ્યો કે, તેનો માલ આ શેહેરમાં વેચી, તેને બદલે બીજો ખરીદ કરશુ. તેવી રીતે દેશો દેશ બદલી કર્તો હું આવેલો છઉ. શેવટે બગદાદમાં જઇસ; ત્યારે તેના કુટુંબને સવાધીન કરીશ. તે વખતે હસીને મેં કહયું કે, સિંદબાદને તમે, મુવેલો સમજોચ; તે હું જીવતો છઉ; અને એ ગાસડા મહારાછે. તેટલા શબ્દો મહારા સાંભળી, નાખુદાએ કહયું કે, વહાહ વાહ હવે, તારો વિશ્વાસ કેમ કરૂં. હાલના વખતમાં જુઠુ બોલવું, અને ઠગવું ઘણા શીખેલાછે. સિંદબાદને આંખે મેં જોયેલોછે, કે તે સમુદ્રમાં ડૂબી મૂવો. તે વિશે ઘણા સાક્ષી વહાણમાંછે. મોટી દોલત જોઈ પોતાને, તું સિંદબાદ ઠરાવેછે તે ન ઘટે. મહારા જોવામાં ઘણો ભલો, અને અચળ મનનો તું દેખાયછે; પણ આ વખતે તને શુ થયું કે, પરાઈ દોલતનો માલેક થવા માગેછે. તે વખતે બેહું હાથ જોડી, નાખુદાને મેં કહયું કે, તમે નીતિવાનછો માટે સાંભળો; જો મહારૂ ઠરે તો આપજો. નહીતો રાજા પાસે સજા કરાવજો. ત્યારે વહાણે ચઢયા પછી, ડુંબવા સુધી અને સમુદ્રમાંથી, જીવતો નિકલી આ ટાપુમાં આવી, મહારાજાને મળ્યા, તેનું સર્વે વર્ણન મેં કીધું. તેટલું સાંભળવાથી પ્રથમતો નજુમી મને જાણી, તે અજાયેબ થતો હતો; પણ પાછળથી બુદ્ધિ બળે, તેવો સર્વે મળી વિચાર કીધો, અને મહારી એંધાણીવોથી ઓળખ્યો. તેવોએ જીવતો મને જોઈ, ખુશીનો મોટો પોકાર કીધો; અને નાખુદો મહારે, ગળે વળગી બોલ્યો કે, પરમેશ્વરનો

મોટો ઉપકાર હું માનુંચ કે, એવા મોટા દુઃખમાંથી તું છુટયો. હવે ત રા માલની ગાસડીઓ ગણીલે; તેની બદલી કરવાને અને વેચવા તને સતાછે. તે નીતિવાન નાખુદાનો, મોટો ઉપકાર મેં માન્યો; અ ને તેને કહયું કે, આ મીલકતમાંથી પોતાની, ખુશી પ્રમાણે થોડું ઘણું તમે લેવો; પણ એક કોડીનું તેણે તેમાંથી ન લીધું. સર્વે માલ પાછો મને સોપ્યો. તે ગાસડીઓ છોડી, તપાસ્યું તો સર્વે બરોબર હતું; તેમાંથી કેટલોક માલ, મોટી કીંમતનો અને ઘણોજ, સોભીતો સો ધી સોધીને, તે શેહરના મહારાજા પાસે, તેને અર્પણ કરવા લઈ ગયો. તે વસ્તુંવો જોઈ રાજા ઘણો અજાયેબ થયો, ત્યારે તેણે મને પુછયું કે, આ અમૂલ જણસો કહિંથી લાવ્યો. પોતાનો માલ વહાણેથી મળ વાનો, લંબાણ ખુલાસો તેને જાહેર કીધો. તેટલું સાંભળી મહારાજા, ઘણો ખુશી થયો; અને મહારી ભેટ કબુલ કીધી; તેના બદલામાં તેથી બમણું ધન મને આપ્યું. તે પછી ત્યાથી વહાણે હું ગયો; અને બાકી જે માલ હતો, તેની બદલી તે શેહેરમાં કરી; ત્યાહથી સુખડ, અગનૂસ, કપૂર, જાયફળ, લવંગ, કાળામરી ઈત્યાદિક માલ લીધો. તે માલ સ ર્વે વહાણે ચઢાવી હંકારયું; તે પછી રસ્તે ચાલતા જુદા જુદા, ટાપુ વો અને શેહેરોમાં ગયા. શેવટે બંદર બાંસરામાં જઈ પોહોતા, ત્યા રે વહાણેથી સર્વે માલ ઉતારીને, પગ રસ્તે ત્યાહથી ચાલવા લાગ્યા. ચાલતા ચાલતા એવે ઠેકાણે ગયા કે, જ્યાહ મોટી જાત્રા ભરેલી હતી; ત્યાહ સેંકડો દેશો દેશથી લાખો, માણસોની ઠઠ મળેલી હતી; ત્યાહ મહા રો માલ વેચવાથી, એકલાખ શિક્કાનો નફો થયો. તે સાથે મહારા સ ગાવહાલા, અને બૈરી છોકરા પણ ત્યાહ મળ્યા; તે વખતે મોટી ખુશી ઉપજી. તે જાત્રામાંથી કેટલીક દાસી, અને ગુલામો ખરીદ કરી; બગ દાદ શેહેરમાં આવ્યાં. જ્યારે અહિં આવ્યાં ત્યારે, મોટા મેહેલ ખરી દ કરી, મોટા આનંદથી રેહવા લાગ્યો. તે એટલા સુધી ચાલ્યું કે, પ